## સહજ

---

ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનવાળા મારા મિત્ર ગીજુભાઇના લખેલાં આ ચરિત્રો તેમની વતી અમારા મુદ્રણાલયમાં છપાવા આવેલાં. તે અમારી શ્રેણીના પુસ્તક તરીકે છાપવા દેવાની તેમણે રજા આપી, તેથી શ્રેણીના ક્રમાંક ૫ તરીકે આ પુસ્તક અમારા વાંચનારાઓને અમે ધરીએ છીએ.

'ડોશીમાની વાતો' એ જેમ અમુક વિશિષ્ટતાવાળું પુસ્તક હતું, તેમજ આ પુસ્તકની પણ વિશિષ્ટતા છે. અમારા વાંચનારા તેની કદર કરશે એવી આશા છે.

પ્રકાશક.

## સૌરાષ્ટ્ર

એની અત્યારે આશરે ૮૦૦૦ નકલો ખપે છે.

તે જાહેરખબરનું સર્વોત્તમ સાધન છે,

ભાવ વિગેરે માટે તુરત પૂછાવો.

## સૌરાષ્ટ્ર મુદ્રણાલય

સંપૂર્ણ સાધનોવાળું મુદ્રણાલય છે.

હજારો નકલો તત્કાળમાં છાપી શકે છે,

તમારે દગા ફટકાની કે તકરાર ટંટાની ચિંતા નહીં.

ભાવ વિગેરે માટે પૂછાવો.

## સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી

દરેક મહિને એક એક પુસ્તક બહાર પડે છે,

પુસ્તકો ખૂબ લોકપ્રિય થયાં છે.

સૌરાષ્ટ્રના ગ્રાહકોએ વાર્ષિક રૂા. ૪ આપવાના છે.

બીજા ગ્રાહકોએ રૂ. ૫ આપવાના છે.

થોડા પૈસામાં ઘણો લાભ છે.

લખો:-વ્યવસ્થાપક, સૌરાષ્ટ્ર.

# બે બોલ

---

અંગ્રેજ સરકારે આવીને આપણા બાળકો માટે જે કેળવણીનું નિર્માણ કર્યું તેમાં ધર્મશિક્ષણને સ્થાન ન હતું. રાષ્ટ્રીય કેળવણીના અગ્રેસરોએ પોતાના ક્રમમાં ધર્મશિક્ષણને સ્થાન આપીને સરકારે કરેલી ગંભીર ભૂલ ટાળી; પરન્તુ શાળાઓમાં ધર્મશિક્ષણ કેવી રીતે આપવું, જુદા જુદા પંથના વિદ્યાર્થીઓની સમક્ષ ધર્મશિક્ષણ રૂપે શું ધરવું, વગેરે બાબતો હજી સ્પષ્ટ થઇ નથી. આ દિશામાં અમારો નાનો એવો પ્રયત્ન અમે સમાજ પાસે મૂકીએ છીએ.

શ્રી દક્ષિણામૂર્તિ વિનયમંદિરમાં સાતે ધોરણના વિદ્યાર્થીઓને ધર્મશિક્ષણ આપવાની શરૂઆતમાં ધર્મની માન્યતાઓ અને ક્રિયાઓ સંબંધે વ્યાખ્યાનો તથા પુસ્તકો યોજે છે; પરન્તુ એ ભૂલ છે. ધર્મ એ કાંઇ ખાલી માન્યતાઓ કે ક્રિયામાત્ર નથી, પરન્તુ જીવનવ્યાપી વસ્તુ છે. ધર્મના શાસ્ત્રીય સિદ્ધાન્તો ઉપર ખાલી ચર્ચા કરવાથી કે માન્યતાઓ મોઢે રાખવાથી વિદ્યાર્થીઓને ધર્મશિક્ષણ મળ્યું કહેવાય નહિ. પરન્તુ જે મહાપુરૂષોએ ધર્મને જીવીજાણ્યો છે અને જેમનાં જીવન તેમજ વાણી પોતેજ શાસ્ત્ર છે, એવા મહાપુરૂષોના જીવનના પ્રસંગો વિદ્યાર્થીઓને કોઇ પણ પ્રકારે સ્પર્શ કરે તોજ ખરૂં ધર્મ-શિક્ષણ મળી શકે એટલા માટે ખાસ કરીને શાળામાં નીચાં ધોરણોના વિદ્યાર્થીઓમાં જીવનને જગાડી શકે તેવા મહાપુરૂષોનાં જીવન ચરિતોજ શીખવવાં જોઇએ.

બીજી કેટલીએક શાળાઓમાં મહાપુરૂષોનાં જીવનચરિતો ચાલે છે ખરાં; પરન્તુ એ જીવનચરિતો ધર્મશિક્ષણની દૃષ્ટિથી લખાયેલાં હોતાં નથી, એટલે બીજા ઘણા કચરાની સાથે ધાર્મિકતાની એક બે

કણી આવી હોય તે દબાઇ જાય છે અને તે મહાપુરૂષનું જીવન વિદ્યાર્થીને લેશ પણ સ્પર્શ કર્યા સિવાય જાણે ઉપર ઉપરથી વહ્યું જાય છે. આ ચરિતો ખાસ ધર્મશિક્ષણની દૃષ્ટિથી જ લખાયેલાં હોઈ ધર્મશિક્ષણમાં નિરૂપયોગી એવા ભાગો તેમાંથી પાડી નાખવામાં આવ્યા છે. અને બાકીના પ્રસંગોને એવી રીતે આલેખવામાં આવ્યા છે કે એ જીવનના પડમાં વહેતી ધાર્મિકતા ઠેઠ વિદ્યાર્થીના ઉંડા હૃદય સુધી પ્રવેશ કરે. આમ થવાથી વિદ્યાર્થીનું મન આખા ચરિતની ધાર્મિ-કતા ઉપરજ focus થાય છે અને તે દ્વારા એ ધાર્મિકતાને અદ-ષ્ટ રીતે પણ દૃઢતાથી પકડી લે છે.

ધર્મનું સ્વરૂપ ઘણું ઉદાર છે અને ધર્મને બાહ્ય આચારની સાથે નહિ પરન્તુ આંતરવૃત્તિની સાથે વધારે સંબંધ છે, એ વાત આપણે ઘણીવાર ભૂલી જઇએ છીએ. કોઈ મહાપુરૂષ રાજપાટ, પિતા, સ્ત્રી, પુત્ર વગેરેને ત્યાગી એકલો સત્યના શોધમાં નીકળી પડે, તો કોઈ સંન્યાસી થયા પછી ગુરૂની આજ્ઞાથી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે; કોઈ મહાપુરૂષ ખુદ મૂર્તિપૂજાની સામે ઝંડો ઉઠાવે, તો અન્ય કોઈ કાલીમાતાની ગોદમાંજ કલ્યાણ સાધે. આ અને આવી ભિન્ન ભિન્ન મનોદશામાં આંતર-વૃત્તિ એજ મુખ્ય વસ્તુ છે એવું ભાન વિદ્યાર્થીને આપોઆપજ ઉગી જાય અને એ રીતે આ સંતોનાં જીવનમાંથી ધર્મના accidents અને essentials ના મર્મ વિદ્યાર્થીઓ પોતાની મેળેજ પકડતા થઈ જાય, એવી અમારી માન્યતા છે.

ચરિતો માટે આજ દશ મહાપુરૂષોને પસંદ કરવામાં મારા મિત્ર ગિરિજાશંકરનું માનસ એ એક કારણ; પૌરાણિક વ્યક્તિઓનાં કરતાં ઐતિહાસિક વ્યક્તિઓ હોય તો ઠીક, એવી અમારી માન્યતા એ બીજું કારણ. બાકી કેટલાએક મહાપુરૂષોના જીવનમાંથી વિદ્યાર્થી આલમને અડી શકે તેવા પ્રસંગો મળતાજ નથી. આ દશે સંતો આખા દેશના

ધર્માત્માઓ તરીકે સુપ્રસિદ્ધ છે; અને તેમના જીવન સંપ્રદાયશૃંખલાથી મુક્ત છે; એટલે કોઈપણ હિંદુ વિદ્યાર્થી તો તેમને ચરણે જરૂર બેસી શકે.

ધર્મશિક્ષણ આપતી વખતે આ ચરિતોનું નિવેદન શિક્ષકે કેવી રીતે કરવું તે કહેવાનું આ સ્થાન નથી. પરન્તુ એટલું તો જરૂર યાદ રાખવું કે આ જીવનચરિતો વિદ્યાર્થીઓ પઢી જાય એથી મલકાઈ જવાનું કારણ નથી.

નાનાભાઈ.



# વિષયાનુક્રમ

# ભગવાન બુદ્ધ

---

શાક્ય નામના ક્ષત્રિયોના વંશમાં શુદ્ધોદન નામનો એક રાજા કપિલવસ્તુ નામના શહેરમાં રાજ્ય કરતો હતો. કપિલવસ્તુ નેપાળની દક્ષિણે અને કાશીપૂરીની ઉત્તરે ૧૩૦ માઈલ દૂર રોહીણી નદીના કિનારા પર હતું. તે સમય ઈ. પૂ. સુમારે ૬૦૦નો હતો.

શુદ્ધોદન રાજાને બે સ્ત્રીઓ હતી. એકનું નામ માયાદેવી અથવા મહામાયા, અને બીજીનું નામ મહાપ્રજાપતિ અથવા ગૌતમી.

માયાદેવી પ્રસૂતિ માટે પિયર જતાં હતાં, ત્યાં રસ્તામાંજ લુંબીની નામના વનમાં એક શાલવૃક્ષ નીચે તેમણે એક પુત્રને જન્મ આપ્યો.

રાજાને કંઇ સંતાન ન્હોતું અને લાંબે વખતે તેની ઇચ્છા પૂર્ણ થઈ એટલે પુત્રનું નામ " સિદ્ધાર્થ " રાખ્યું.

સિદ્ધાર્થનો જન્મ ઇ. પૂ. ૬૨૩માં વૈશાખ માસના શુકલપક્ષની પૂર્ણિમાને મંગળવારે થયો.

જ્યારે બુદ્ધ ( સિદ્ધાર્થ)નો જન્મ થયો ત્યારે વિશ્વમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી. દેવોએ પુષ્પની વૃષ્ટિ કરી અને સર્વત્ર આનંદ આનંદ થઈ રહ્યા. ક્ષણવાર નર્કના જીવો પણ સુખ અનુભવી શકયા. ચાર દિગ્પાળો( દિશાઓનું રક્ષણ

કરનાર દેવો ) બુદ્ધ અને તેની માતાને એક પાલખીમાં બેસારી ઘેર બોલાવ્યા.

રાજાએ પુત્રના ગ્રહો જોવરાવવા જોશીઓ તથા સામુદ્રિક શાસ્ત્રીઓને બોલાવ્યા. સામુદ્રિક શાસ્ત્રીઓએ કહ્યું કે " આ પુત્ર મહાન્ ચક્રવર્તિ રાજા થશે અથવા આખી દુનિયાનો તારનાર સમર્થ દૈવી ગુરૂ થશે. રાજા બહુ ખુશી થયો.

થોડા વખત પછી એક અસિત નામના ઋષિ, રાજા શુદ્ધોદન પાસે આવ્યા અને બાળક બુદ્ધનાં દર્શન કરી રડવા લાગ્યા. રડવાનું કારણ કોઇ સમજી ન શક્યું. રાજા શુદ્ધોદને ઋષિજીને રડવાનુ કારણ પુછ્યું ત્યારે ઋષિજીએ કહ્યું " રાજા! હું તો માત્ર મારા દુઃખને રડું છું. હું હવે વૃદ્ધ થયો છું અને મૃત્યુ સમીપ આવતું જાય છે. આ બાલક મહાન્ જગત્ગુરૂ થશે અને એના વચનામૃતનો લાભ મને મળશે નહિ, એથીજ મને દુઃખ થાય છે. "

રાજા બહુજ આશ્ચર્ય પામ્યો.

અસિતે જતાં જતાં રાજાને કહ્યું " આ બાળકની માતા આજથી સાતમે દિવસે વિદેહ થશે. "

જગત્ના ઉદ્ધારક ભગવાન બુદ્ધને જન્મ આપનાર માતા માયાદેવી સાતમે દિવસે વિદેહ થયાં. સિદ્ધાર્થને ગૌતમીએ ઉછેરી મોટા કર્યા. ભગવાન બુદ્ધને વિદ્યાધ્યયન માટે ગુરૂ સમીપ મોકલ્યા. ગુરૂ મહાશય વિશ્વામિત્ર હતા.

વિશ્વામિત્રે પ્રથમ ગાયત્રી પ્રબોધી પણ એ મંત્રનું તો સિદ્ધાર્થને આજન્મ જ્ઞાન હતું. અક્ષરજ્ઞાન અને અંક જ્ઞાનની ઋષિજીએ શરૂઆત કરતાં તેમને માલુમ પડયું કે એ જ્ઞાનથી પણ સિદ્ધાર્થ અજ્ઞાત નથી. સિદ્ધાર્થને જે શીખવે તે તેને નવુંજ ન હતું. વિશ્વામિત્ર આશ્ચર્યચકિત થયા અને રાજાજીને એ વાત તેમણે કરી.

સિદ્ધાર્થ વિદ્યાભ્યાસમાં, ઘોડા દોડાવવાની કળામાં અને શસ્ત્રકળામાં બહુ કુશળ નીવડયા. બાળપણથીજ સિદ્ધાર્થનો જીવ દયાળુ હતો. તેઓ કદી હિંસા તો કરતાજ નહિ. ઘોડા દોડાવતાં પણ પોતાનો ઘોડો થાકી જાય તો તેને ઉભો રાખતા અને પ્રેમથી થાબડતા.

એકવાર સિદ્ધાર્થ બાગમાં આનંદમગ્ન બેઠા હતા. એટલામાં તેમના કાકાના પુત્ર દેવદત્તે આકાશમાર્ગે ઉડતા એક હંસને તીર માર્યું. હંસ નીચે પડયો.

સિદ્ધાર્થને હંસની દયા આવી. તેણે હંસને ઉંચકયો. પંપાળીને તેના હૃદયમાંથી તીર ખેંચી કાઢયું, અને ઘા પર પાંદડાં બાંધ્યાં. હંસને છાતી સરસો ચાંપ્યો અને ખોળામાં સુવાર્યો.

પેલા તીરની અણી પોતાની ચામડીમાં ખોસી અને હંસના દુઃખનો અનુભવ કર્યો. તેને બહુ લાગી આવ્યું. 'દુઃખ' એ શું છે, એ વાતનો તેને સ્પષ્ટ ખ્યાલ આવ્યો.

એટલામાં પેલા નિર્દય દેવદત્તનું માણસ આવ્યું.

દેવદત્તના તીરથી હંસ પડ્યો માટે હંસ દેવદત્તનો છે, એમ કહી તેણે હંસની સિદ્ધાર્થ પાસે માગણી કરી.

બુદ્ધ ભગવાને ઉત્તર કહાવ્યો કે 'દયાથી મેં હંસને બચાવ્યો છે માટે તે મારો છે અને હું તે આપીશ નહિ.'

સિદ્ધાર્થ અને દેવદત્ત શુદ્ધોદન રાજાની રાજસભામાં ન્યાય લેવા ગયા.

કેટલાએ "હંસ સિદ્ધાર્થને આપવો જોઇએ અને કેટલાયે હંસ દેવદત્તનો છે એમ કહ્યું. ઘણી ચર્ચા થઈ પણ નિર્ણય ઉપર ન અવાયું.

સભામાં એક વૃદ્ધ ઋષિએ એકાએક દર્શન આપી કહ્યું "જો જીવનની કંઇ પણ કિંમત હોય તો જેણે હંસને મારવાનો પ્રયત્ન કર્યો છે તેના કરતાં જેણે તેને બચાવવાનો પ્રયત્ન કર્યો છે તેનો તે જીવતા પ્રાણી ઉપર વધારે હક્ક છે. અને તેથી હંસ સિદ્ધાર્થને મળવો જોઇએ.

ઋષિ અન્તર્ધ્યાન થઈ ગયા.

હંસ સિદ્ધાર્થને મળ્યો.

હંસના દુઃખથી સિદ્ધાર્થને કલ્પના આવી અને એમાંથી ઉંડે ઉંડે મનુષ્ય દુઃખની સ્મૃતિ થઇ.

એકવાર સિધ્ધાર્થના પિતા તેને વસંતનું મનોહર સૌંદર્ય દેખાડવા ગામ બહાર ખેતરોમાં લઈ ગયા.

બુદ્ધને ત્યાં કંઇ સૌંદર્ય તો દેખાયું નહિ પણ ઉલટું એમ જણાયું કે કુદરતમાં તો સર્વત્ર સંહારજ ચાલે છે.

પ્રાણીમાત્ર ઉદરપોષણ અને સ્વાર્થ માટે પરસ્પર દુઃખ દે છે. પ્રાણીમાત્રની આ સ્થિતિ જોઈ બુદ્ધને બહુ ખેદ થયો. તે દિવસે એક જંબુવૃક્ષ નીચે તે બેઠા અને ધ્યાન કર્યું. આ ધ્યાનમાં બુદ્ધના અંતરમાં અનુકંપા પૂર્ણપણે પ્રકટી રહી.

સિધ્ધાર્થ કદાચ દુનિયાનું દુઃખ જોઇ સાધુ થઈ ચાલ્યા જાય એવી બ્હીકથી તેના પિતાએ તેને ત્રણ મોટા રાજમહેલો બંધાવી આપી તેમાંજ તેને રાખ્યા. પિતાની આજ્ઞા વિના તેને બહાર જવાનું ન હતું. મહેલમાં સંપૂર્ણ વૈભવ અને સુખભરી દીધું હતું કે સિધ્ધાર્થને બહાર જવાનું મનજ ન થાય.

એકવાર સિધ્ધાર્થને શહેર જોવાની ઈચ્છા થઈ અને છન્ન નામના સારથી સાથે રથમાં બેસી તેઓ નીકળ્યા.

રાજા શુધ્ધોધનની આજ્ઞાથી શહેર શણગારવામાં આવ્યું હતું, અને વ્યાધિગ્રસ્ત અથવા વૃધ્ધ પુરૂષ સિધ્ધાર્થની નજરે ન પડે તેમજ તે દિવસે કોઈપણ માણસ મુડદાંને બહાર ન કાઢે તેવી ખાસ વ્યવસ્થા કરાવી હતી.

સિધ્ધાર્થના ભાવિમાં રાજ ન હતું, પરંતુ ભગવો હતો, સિધ્ધાર્થ ચક્રવૃર્ત્તિ રાજા થાય તો જગતનું હિત થઈ શકે નહિ એમ દેવો જાણતા હતા તેથી એક દેવ પ્રથમ એક અત્યન્ત વૃધ્ધ પુરૂષનું રૂપ ધારણ કરી સિધ્ધાર્થની નજરે પડયો. સિધ્ધાર્થે આવો વૃધ્ધ પુરૂષ જીંદગીમાં પહેલા વહેલો જ જોયો.

તેણે સારથીને પૂછયું, “છન્ન! આ મનુષ્ય આવી દશાને કેમ પામ્યો છે? એને શું થયું છે?

છન્ન—“મહારાજ! એ મનુષ્ય વૃધ્ધ છે, એકવાર એ બાળક હતો, પછી તમારા જેવો યુવાન થયો અને હવે તે વૃધ્ધ થયો છે.”

સિધ્ધાર્થ—“તું હું અને સૌ કોઈવાર આ સ્થિતિને પામશું? મારા આ સુંદર શરીરની પણ આ સ્થિતિ થશે?”

છન્ન—“હા! મહારાજ.”

સિધ્ધાર્થ શોકમગ્નચિત્તે મહેલ તરફ વળ્યો.

બીજીવાર સિધ્ધાર્થ શહેર જોવા નીકળ્યા ત્યારે પણ એવોજ એક બીજો બનાવ બન્યો.

માર્ગમાં એક અતિ રોગી મનુષ્યને સિધ્ધાર્થે જોયો.

શરીર ધારણ કરનારને અનેકવાર આવા રોગો આવે છે એ વિચારથી તે ઘણો ચિન્તાતુર બન્યો. આ દેહ દેખાય છે સુંદર પણ વાસ્તવિક રીતે તે રોગનું ઘર છે એણ એને તે દિવસે સ્પષ્ટ જણાયું.

સિધ્ધાર્થ વધારે શોકાતુર બન્યો. ત્રીજીવાર સિધ્ધાર્થ અને છન્ન શહેર જોવા નીકળ્યા.

આ વખતે સિધ્ધાર્થે, લોકોને એક મૃત દેહને ઉપાડી સ્મશાન તરફ જતાં જોયાં. તેણે છન્નને એ શું જાય છે એ જાણવા પૂછ્યું.

છન્ન—“મહારાજ! એ મૃત દેહને સૌ સ્મશાન તરફ લઈ જાય છે, ત્યાં તેને બાળી દેશે.”

સિદ્ધાર્થ—“એટલે?”

છન્ન—" પ્રત્યેક શરીરવાળું પ્રાણી મૃત્યુને આધિન છે. એક વખત એવો આવશે કે જ્યારે આ શરીરમાં જે ચેતન છે તે ચાલ્યું જશે અને શરીર માત્ર એક જડવસ્તુ થઇ પડશે. એ સમયે એ બાળી દેવાશે."

સિધ્ધાર્થ—" અહો ! છન્ન ! શરીરની આખર સ્થિતિ શું આ છે ! ખાવું પીવું, ફરવું, હરવું, મોજમજા એ બધાનો શું આ રીતે એકવાર અંત આવશે ? શું પિતાજીની, તારી અને મારી પણ આ સ્થિતિ થશે ?"

છન્ન—" જી હા ! કુમાર ! "

સિદ્ધાર્થ—"દુનિયામાં આ મહાન્ દુઃખો, વ્યાધિ, જરા અને મૃત્યુમાંથી છુટવને કંઈ ઉપાય છે–હશે ?"

છન્ન—" હા, મહારાજ ! નિર્વાણ, પરમ સુખની પ્રાપ્તિ એજ. "

સિધ્ધાર્થને હેવી ભાન થયું કે તેનો માર્ગ જુદોજ છે.

જગતનાં જીવોનાં જન્મ, જરા વ્યાધિ અને મૃત્યુના દુઃખો દૂર કરવાની તેના મનમાં તીવ્ર લાગણી થઈ. તેણે જગતના ઉધ્ધારમાટે સર્વસ્વનો ત્યાગ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

નિશ્ચય કર્યો તેજ રાત્રિએ સિધ્ધાર્થના પત્ની યશોધરાને એક ભયંકર સ્વપ્ન આવ્યું કે સિધ્ધાર્થ સર્વસ્વનો ત્યાગ કરીને, જંગલમાં સાધુવેશે જાય છે, અને યશોધરા, તેનો પુત્ર રાહુલ અને રાજા શુધ્ધોદન અત્યન્ત શોક કરે છે.

યશોધરા ચમકીને જાગી તો સિધ્ધાર્થ પાસેજ છે. સિધ્ધાર્થને યશોધરાએ સ્વપ્નની સઘળી વાત કહી. સિદ્ધાર્થે ભય ન રાખવા અને શાન્તિથી નિદ્રા લેવા કહ્યું.

યશોધરા નિદ્રિત થયા પછી સિદ્ધાર્થે જંગલમાં જવાની તૈયારી કરી. શરીર ઉપર માત્ર સાદા વસ્ત્રો ધારણ કર્યાં. યશોધરાને જગાડી નહિ પણ મનમાં તેને છોડીને ચાલ્યો જાય છે માટે તેની માફી માગી, તેના પુત્રની તરફ પ્રેમથી થોડીક વાર જોઇ, બાળક અને માતાની પથારી ફરતાં ત્રણ ફેરા ફરી સર્વને છોડી મહાન્ સુખ શોધવા અને જગતનું દુઃખ દૂર કરવા કુમાર સિધ્ધાર્થ રાજમહેલમાંથી નીકળ્યો.

સર્વત્ર શાન્તિ હતી. અન્ધકાર હતો. અન્ધારી રાત્રીના તારાઓ મુંગી મુંગી વાતો કરી રહ્યા હતા કે "જગત્નો મહાન પિતા આજે જગત્ના કલ્યાણ માટે સર્વસ્વ છોડીને જાય છે."

સિધ્ધાર્થે સારથી છન્નને જગાડયો, અશ્વકંટક તૈયાર કરાવ્યો, અને સારથી સાથે જંગલને માર્ગે નીકળ્યો.

આ પ્રસંગને ઉદ્દેશીને એક કવિએ ગાયું છે કેઃ—

'ચાલ્યો ઘોર રજનીમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપમ ઝાલ્યો.'

સવાર થતાં કુમાર સિધ્ધાર્થ અને સારથી છન્ન, બહુ દૂર નીકળી ગયા. તેમને એક પારધી મળ્યો. તેની છુરીથી કુમાર સિધ્ધાર્થે તેના માથાનાં સુંદર ઝુલફાં કાપી નાખ્યાં, અને પારધી પાસે કાષાય વસ્ત્રો હતાં તે ધારણ કર્યાં. સારથી છન્નને ઘોડા અને વસ્ત્રો લઇ કપીલવસ્તુ જવાની

આજ્ઞા થતાં તે રડતો, દુઃખથી પીડાતો, મુંઝાતો ઘર તરફ ચાલ્યો. સિદ્ધાર્થ રાજકુમાર મટી સાધુ થયા તે દિવસથી તેઓ ગૌતમમુનિ કહેવાયા.

સાધુવેશે વિચરતાં વિચરતાં ગૌતમમુનિ રાજા બીમ્બીસારની રાજધાની રાજગૃહનગરમાં આવ્યા. રાજગૃહ વિદ્યાચળની પાંચ ટેકરીઓ ઉપર હતું. પાંચ ટેકરીઓમાં એક રત્નગિરિ નામની ટેકરી હતી. મુનિ ગૌતમે રત્નગિરિ ટેકરી ઉપર પોતાનું નિવાસસ્થાન રાખ્યું.

રત્નગિરિ ટેકરી ઉપર કેટલાક તપસ્વી સાધુઓ રહેતા હતા; તેઓ દાઢી, જટા, નખ વધારી જૂદા જૂદા આસને બેસી, ધૂણી ધખાવી સ્વર્ગ મેળવવાની આશાથી, તપ તપતા હતા, અને શરીરને બહુ દુઃખ દેતા હતા.

ગૌતમ મુનિએ તેમને પૂછ્યું "તપસ્વીઓ ! આ ઉગ્ર તપ શામાટે કરો છો? કદાચ સ્વર્ગની આશાથી આ તપ હોય તોપણ સ્વર્ગ નિત્ય નથી. એનો પણ અંત આવશે. જે શરીરની સહાયતાથી જ્ઞાન મળી શકે છે તેજ શરીરનો આટલો બધો દ્રોહ શામાટે કરો છો ?" તપસ્વીના અધિપતિએ ઉત્તર આપ્યો "સાચું છે કે સ્વર્ગ અનિત્ય છે અને દેવોને પણ તપનું પુણ્ય પૂર્ણ થતાં ફરી વાર જન્મ લેવો પડે છે, પરન્તુ અમે તો આ માર્ગે હરેક પત્થર, ધગધગતો અંગાર હશે તોપણ જશું; અમારા જાણવામાં ઈતર માર્ગ નથી. કોઈ અન્ય માર્ગ તારા પાસે હોય તો બતાવ."

તપસ્વીઓનું અજ્ઞાન જોઈ ગૌતમ મુનિ ત્યાંથી ચાલી નીકળ્યા.

એકવાર રત્નગિરિમાં ભગવાન્ બુદ્ધ ફરતા હતા; એવામાં તેમણે એક ભરવાડને અસંખ્ય ઘેટાંઓને લઈને મધ્યાન્હે રાજગૃહ તરફ જતો જોયો. "આજે રાજા બીમ્બીસાર આ પશુઓને યજ્ઞમાં હોમનાર છે" એવું ભરવાડ પાસેથી સાંભળતાં દયાળુ મુનિ ગૌતમ ભરવાડની સાથે ચાલ્યા.

બીમ્બીસાર રાજાના યજ્ઞગ્રહમાં ભગવાન બુદ્ધ આવી ઉભા રહ્યા. યજ્ઞ કરાવનારા બ્રાહ્મણો, વધ કરનારા પુરૂષો અને રાજા બીમ્બીસાર શાક્ય મુનિના તેજ અને ગાંભિર્યથી સ્તબ્ધ થઈ ગયાં. ભગવાન્ બુદ્ધે બીમ્બીસાર રાજાને યજ્ઞમાં પશુ ન હોમવા ઉપદેશ કર્યો, અને એ ઉપદેશથી રાજા બીમ્બીસારે તેના આખા રાજ્યમાં પશુવધ બંધ કર્યો.

રાજા બીમ્બીસારે ભગવાન બુદ્ધને રાજગ્રહમાંજ રહેવા અને પ્રજા સમસ્તને ઉપદેશવા બહુ આગ્રહ કર્યો પણ ભગવાન્ સત્ય સુખની શોધ માટે ત્યાંથી ચાલી નીકળ્યા. રત્નગિરિનું નિવાસસ્થાન પણ છોડયું.

બુદ્ધે આ લાર કાલામ નામના અને ઉદ્રકરામ પુત્ર નામના બ્રાહ્મણો પાસે તત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો પણ સંતોષ ન થયો. કૌન્ડીન્ય અને તેના પાંચ શિષ્યો સમક્ષ ઉગ્ર તપ આદર્યું પણ તપથી તો માત્ર શરીર ક્ષીણ થયું, અને જ્ઞાનપ્રાપ્તિ ન થઈ. બુદ્ધ ભગવાન્ ત્યાંથી પણ આગળ ચાલ્યા.

ગૌતમ મુનિ બુદ્ધ ગયામાં ગયા. એ સ્થળે બહુ સમય ધ્યાનનિમગ્ન રહ્યા. શરીર અતિ કૃષ્ટ થઈ ગયું, અને લગભગ બેશુધ્ધ જેવી સ્થિતિમાં આવી ગયા. જ્યારે ભગવાન્ બુધ્ધ બેશુધ્ધ થઇ ભૂમિ ઉપર પડયા ત્યારે એક ભરવાડના છોકરાને દયા આવી અને એ જગત્‌ના ઉધ્ધારક સાધુના મોં ઉપર ઝાડની ડાળીઓ કાપી તેની આસપાસ ખોડી તેને છાંયો કર્યો. અને ગૌતમ મુનિ બ્રાહ્મણ હશે તો ભરવાડને અડવાથી અભડાશે એમ ધારી ભરવાડના છોકરે ગાયને ગૌતમ મુનિ પાસે આણી તેને સ્પર્શ્યા વિના ગાયના આંચળમાંથી ભગવાનના મોંમાં દુધની શેરો પાડી.

લાંબા સમયની ભૂખ વેઠયા પછી થોડું એક દુધ પેટમાં જવાથી ગૌતમ મુનિને ચેતન આવ્યું અને સ્વસ્થ થઈ બેઠા.

ભરવાડના છોકરાને, મોંમાં દુધની શેરો નાંખવાનું પૂછતાં તેણે કહ્યું "મહારાજ! આપ કદાચ બ્રહ્મણ હો અને મારા સ્પર્શથી અભડાવ એટલેજ મેં એ પ્રમાણે કર્યું હતું."

ભગવાને ઉત્તર આપ્યો, "મનુષ્ય માત્રના શરીરમાં એક જાતનું લોહી વહે છે, અને મનુષ્ય માત્રની આંખોમાંથી ખારાજ આંસુઓ પડે છે; મનુષ્ય જન્મે છે ત્યારે કપાળે તિલક કે ગળામાં જનોઇ પહેરી જન્મતો નથી; પરંતુ જે સારા કાર્યો કરે છે તેજ સાચો બ્રાહ્મણ છે. અને જે અધમ આચરણ કરે તે તેજ ખરો શુદ્ર છે!"

ભરવાડનો છોકરો રસ્તે પડયો.

ભગવાન્ પુનઃ સ્વસ્થ ચિત્તે પરમ સુખનો વિચાર કરવા બેઠા. એટલામાં એક ભરવાડની સ્રી સુજાત્રા એક સુંદર પાત્રમાં અતિમિષ્ટ દુધપાક લઇ આવી અને મુનીની સમક્ષ ધર્યો. મુનિજીને તેણે કહ્યું, "વનદેવ ! મારે પુત્ર થશે તો વનદેવને સુંદર ભોજન ધરીશ" એવી મેં માનતા માનેલી. આપની કૃપાથી પુત્રરત્ન પ્રાપ્ત થયું છે. અને મારૂં ઘર ભરાણું છે માટે ભગવાન્ આ ભોજન લ્યો."

ભગવાન કહે, "હું વનદેવ નથી, હું તો મનુષ્ય છું." પરંતુ સુજાત્રાએ અતિ આગ્રહથી ગૌતમમુનિને ભોજન કરાવ્યું. આશીર્વાદ લઈ સુજાત્રા ઘેર ગઈ.

એજ રાત્રે ગૌતમમુનિ બોધિવૃક્ષ નીચે પદ્માસન વાળી ધ્યાનનિમગ્ન બેઠા. એજ રાત્રિએ એમનો ભગીરથ પ્રયત્ન સફળ થયો.

મારે ( માયા-અવિદ્યા-સેતાન ) અનેક પ્રલોભનો ધર્યાં, પણ ગૌતમમુનિ અડગ રહ્યા. મારની સર્વ શક્તિ નિષ્ફળ ગઈ અને ગૌતમ વિજેતા થયા.

ગૌતમને જ્ઞાન થયું. બુદ્ધ થયા અર્હંત દશાને પામ્યા.

રાત્રીના પ્રથમ પ્રહરમાં ગૌતમને, તેના પાંચસે પૂર્વજન્મોનું ભાન થયું; અને અનેક જન્મના ફળરૂપ આ જન્મ અને સિદ્ધિ છે એમ ભાસ્યું. કર્મનું ફળ અવશ્ય મળે છે એવી પૂર્ણ પ્રતીતિ થઈ.

બીજા પ્રહરમાં બુદ્ધે અખિલ વિશ્વના જીવોના જન્મ

મરણુનાં ભયંકર દુઃખો જોયાં, અને એ ભવચક્રમાંથી જ્ઞાની સિવાય કોઇ મુક્ત નથી એમ સ્પષ્ટ અનુભવ્યું.

ત્રીજા પ્રહરમાં જન્મમરણનું કારણ શોધ્યું. વૃદ્ધા અને મૃત્યુ શરીરથી, શરીર પૂર્વ જન્મમાં કરેલ કાર્યો, વાચનો અને વિચારોને લીધે, પૂર્વ જન્મમાં કાર્યો કરવાનું કારણ તૃષ્ણા, તૃષ્ણા વેદનાથી અને વેદના છ પ્રકારના કાર્યોથી, કાર્યો નામરૂપ વિજ્ઞાનથી, અને વિજ્ઞાન અવિદ્યાથી એટલે દુઃખ માત્રનું મૂળ અવિદ્યા છે એમ નક્કી કર્યું.

ચોથા પ્રહરમાં દુઃખ અને દુઃખનું કારણ શું છે, અને દુઃખનો નાશ શી રીતે થઇ શકે તેનું તેને જ્ઞાન થયું.

જ્ઞાન થયા પછી બુદ્ધ ધર્મપ્રચાર માટે નીકળ્યા. પ્રથમ તેઓ રૂષિપત્તનમાં આવ્યા. ત્યાં કૌન્ડિન્ય નામનો મોટો ઋષિ તેમનો શિષ્ય થયો અને તેણે બુદ્ધ ધર્મ સ્વીકાર્યો.

પછી વારાણુસી (કાશીપૂરી)નો એક વણિકપુત્ર યશ અને તેના ચોપન મિત્રોએ બુદ્ધધર્મ સ્વીકાર્યો અને તેઓ સાધુઓ થયા.

બુદ્ધ ભગવાન વિચરતા વિચરતા ઉરૂવેલ, કાશ્યપાનંદી, કાશ્યપ અને ગયા કાશ્યપના આશ્રમે આવ્યા. ઉરૂવેલ કાશ્યપ મોટો કર્મકાંડી હતો. તેણે પ્રથમ બુદ્ધની પરીક્ષા કરવાની ઇચ્છાથી એક ભયંકર સાપ રહેતો હતો તે સ્થળે બુદ્ધને ઉતારો આપ્યો. રાત્રીએ તે સાપ રાફડામાંથી નીકળ્યો અને તેની સાત ફેણોમાંથી ચોતરફ અગ્નિ વરસાવવા માંડયો. આસપાસનું વન પણ બળવા લાગ્યું.

ભગવાન બુદ્ધ ધ્યાન ધરી સ્વસ્થમને સવાર સુધી બેસી રહ્યા. તેને અગ્નિ બાળી શક્યો નહિ.

ઉરૂવેલ કાશ્યપ ભગવાન બુદ્ધનો આ ચમત્કાર જોઇ તેનો શિષ્ય થયો. ડાઢી અને જટા કઢાવી નાખ્યા અને યજ્ઞના સાધનોને નદીમાં ફેંકી દીધાં.

ભગવાન ત્યાંથી રાજા બીમ્બીસારની નગરીમાં આવ્યા. બીમ્બીસાર પણ તેનો શિષ્ય થયો. ત્યાં સારીપુત્ર અને મૌગ્દલાયન નામના શિષ્યો થયા.

પ્રવાસ કરતાં કરતાં ભગવાન બુદ્ધ પોતાની જન્મભૂમિ કપિલવસ્તુમાં આવ્યા. કપિલવસ્તુના રાજમહેલો અને રાજવૈભવો હવે તેને માટે ન હતા. તેમનું વ્રત હવે શહેર બહાર રહેવાનું અને ભિક્ષાન્ન ખાવાનું હતું. બુદ્ધ શહેર બહાર એક વાડી હતી તેમાં શિષ્યો સાથે ઉતર્યા.

રાજા શુદ્ધોદને બુદ્ધને રાજદરબારમાં રહેવા અને શિષ્યો સાથે ત્યાંજ ભોજન લેવા ઘણો આગ્રહ કર્યો. બુદ્ધ તેના વ્રતમાં અડગ હતા. તેમણે તો શહેરમાંથી સાધુ વેશે, અને સાધુ પેઠે, ભિક્ષા માગી, અને શરીરને ભાડું દીધું.

રાજા શુદ્ધોદન બુદ્ધનો શિષ્ય થયો.

યશોધરા (બુદ્ધની પત્ની) એ સંસાર ત્યાગ કર્યો અને બુદ્ધધર્મની દિક્ષા લઈ ભિક્ષુણી થયાં. બુદ્ધના ઉપદેશથી તેને સમજાયું કે રાજવૈભવોનાં સુખો, જ્ઞાનાનંદ પાસે કંઈજ ગણનામાં નથી.

યશોધરાનો પુત્ર રાહુલ પણ બુદ્ધધર્મમાં જોડાયો.

રાહુલની માતા યશોધરાએ રાહુલને કહ્યું "બેટા! તારા પિતા પાસે અમૂલ્ય દ્રવ્ય છે, અને તું તેનો પુત્ર છો માટે તારો તેમાં ભાગ છે, તે તું માગ."

રાહુલે પિતાના દ્રવ્યમાં ભાગ માગ્યો. બુદ્ધે જ્ઞાનસુખનો પુત્રને ભાગી બનાવ્યો.

બુદ્ધે સ્થળે સ્થળે ઉપદેશ કર્યો, ધર્મમાં ખરી જાગૃતિ આણી જનસમાજને સન્માર્ગે દોર્યો.

બુદ્ધનો ઉપદેશ કર્મકાંડની વિરૂદ્ધ હતો એટલે એના ઘણા દુશ્મનો હતા. તેના દુશ્મનોમાં મુખ્ય તેના કાકાનો દીકરો દેવદત્ત હતો.

દેવદત્તે બુદ્ધ પેઠે ધર્મપ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં તેને નિષ્ફળતા મળી.

બુદ્ધને એકવાર ઝેર દેવામાં આવેલું, અને અનેકવાર તેની સામે હાથી છોડવામાં આવેલો પણ બુદ્ધને કંઇજ થયું નહિ.

બુદ્ધ ભગવાનની શાન્તિ અને ક્ષમા જોઈ તેના દુશ્મનો તેને શરણે આવ્યા અને દુશ્મનોએ પોતાન. અપકૃત્ય માટે માફી માગી.

બુદ્ધ ભગવાને દુનિયા ઉપર મહાન્ ઉપકાર કર્યો. એ જીવનના પીસતાળીશ વર્ષો પરોપકારમાં ગાળી એંશી વર્ષની ઉમરે નિર્વાણ પામ્યા.

એમના અવસાન સમયે એમના શિષ્યો રડવા લાગ્યા અને બહુ ચિન્તાતુર થયા. એ જોઈ બુદ્ધ ભગવાને તેમને ઉપદેશ કર્યો—"આનંદ! આનંદ! રોશો નહિ. શોક કરશો

નહિ. આનંદ! મેં તમને પ્રથમથીજ કહેલું છે કે વસ્તુ માત્રનો સ્વભાવજ એ છે કે આપણને ગમે તેટલી તે વ્હાલી હોય તોપણ આખરે તેને છોડીને આપણે જવું પડે છે. આનંદ! જે કંઇ જન્મ્યું છે, જે થયું છે તે અવશ્ય નાશ પામે છે. આ દેહની પણ એજ દશા સ્વાભાવિક છે. તમે ધર્મને વળગજો, મતમતાન્તરથી દૂર રહેજો."

મહાન્ આત્મા જગતનું હિત સાધી નિર્વાણ પામ્યો.

બુદ્ધ ભગવાનના અવતાર પછી તેનો ધર્મ બર્મા, ચીન, જાપાન, સીલોન અને તિબેટ સુધી ફેલાયો. આજે પણ એ દેશોમાં ઘણા મનુષ્યો બુદ્ધધર્મ પાળે છે.

## બુદ્ધ ધર્મની દશ આજ્ઞાઓ

૧. પ્રાણાતિપાત—હિંસા કરવી નહિ.

૨. અદત્તાદાન—વગર આપ્યું લેવું નહિ. ચોરી કરવી નહિ.

૩. બ્રહ્મચર્ય પાળવું—ભૂંડુ બોલવું નહિ વિગેરે.

૪. મૃષાવાદ—જૂઠું બોલવું નહિ.

૫. પૈશુન્ય—ચાડી ખાવી નહિ, વાંકુ બોલવું નહિ.

૬. ઔધ્ધત્ય—કઠોર ભાષણ કરવું નહિ, કોઇનું અપમાન કરવું નહિ.

૭. વૃથાપ્રલાપ—નકામી ગડબડ કરવી નહિ.

૮. લોભ કરવો નહિ.

૯. ક્રોધ કરવો નહિ.

૧૦. વિચિકિત્સા—ધર્મમાં અવિશ્વાસ રાખવો નહિ.

— —

# જ્ઞાનેશ્વર



કબીરના ગુરૂ રામાનંદ સ્વામી કાશીક્ષેત્રમાં રહેતા હતા. એક વખત તેઓ પોતાની સાથે છપ્પન શિષ્યો લઇને શ્રી રામેશ્વરની યાત્રાએ નીકળ્યા. ફરતાં ફરતાં તેઓ મહારાષ્ટ્રના આળંદી નામના ગામડામાં આવ્યા, અને ગામ બહાર મારૂતિનાં દેવાલયમાં ઉતારો કર્યો.

નિત્ય નિયમ પ્રમાણે રૂકમણી નામના કોઇ બાઈ મારૂતિના દર્શન કરવા આવ્યાં. દેવદર્શન કર્યા પછી સ્વામી રામાનંદને જોઈને, એ આ કોઇ મહાત્મા હશે એમ જાણી એમને વંદન કર્યું. સ્વામી રૂકમણીનો ભાવ જોઇ પ્રસન્ન થયાં અને "पुत्रवती भव" આશિર્વાદ આપ્યો.

રૂકમણીબાઇ આશિર્વાદ સાંભળી હસ્યાં. સ્વામીએ હસવાનું કારણ પૂછયું; એટલે તેમણે કહ્યું, "મહારાજ! મારા પતિએ તો કાશીક્ષેત્રમાં જઇ સંન્યાસ લીધો છે, તો પછી આપનો આશિર્વાદ શી રીતે સત્ય થશે? એ વિચાર મને આવતાં મને હસવું આવ્યું."

સ્વામી વિચારમાં પડયા, અને તેણે પૂછયું " સતી! તારા પતિએ કેટલાં વર્ષો પહેલાં સન્યાસ લીધો છે? તું અહીં શું કરે છે?"

રૂકમણી—"મારા પતિએ આજથી બાર વર્ષ પહેલાં સંસારનો ત્યાગ કર્યો છે. વૈરાગ્ય ભાવના તીવ્ર થવાથી, અને સંસારના સુખો ન ગમવાથી તેઓ મને મારા પિતાને ત્યાં છોડી ચાલ્યા ગયા. સાંભળ્યું છે કે તેઓ કાશીક્ષેત્રમાં છે. તેઓ ગયા એ દિવસથી દેવસેવા અને દેવભક્તિમાં

જીવન ગાળું છું. માતપિતા સાથે રહું છું અને પ્રભુની કૃપા માટે રાહ જોઉં છું."

સ્વામી—"બાઈ, આજેજ તારાપર પ્રભુકૃપા થઈ છે, બાર વર્ષની તારી દેવસેવા આજે સફળ થઈ છે."

રૂકમણીની હકીકતે સ્વામીને ચોંકાવ્યા. સ્વામી ક્ષણમાં સમજી શકયા કે એમનો એક શિષ્ય "ચૈતન્યાશ્રમ" એજ વિઠ્ઠલપંત. ચૈતન્યાશ્રમ યાત્રામાં સાથે ન હતા.

સ્વામીએ યાત્રાએ જવાનો વિચાર છોડી દીધો, અને રૂકમણી તથા તેના પિતાને સાથે લઈ તેઓ કાશીક્ષેત્રમાં પુનઃ આવ્યા.

સ્વામીએ પ્રથમ રૂકમણી તથા તેના પિતાને એક ગુપ્ત સ્થળે રાખ્યાં, અને ચૈતન્યને એકાન્તમાં બોલાવી પૂછયું, "ચૈતન્યાશ્રમ! તારી પૂર્વાશ્રમની હકીકત કહી સંભળાવ. હું આળંદીથી પાછો ફર્યો છું."

"આળંદી" શબ્દ કાને પડતાં જ ચૈતન્યનાં ગાત્રો ઢીલાં થઇ ગયાં. ચૈતન્યની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં, અને ગુરૂદેવના પગમાં પડી બોલ્યો, "ગુરૂદેવ! કૃપા કરી ક્ષમા કરો, સંસારનાં સુખો ન ગમવાથી હું સંસાર છોડી આવ્યો હતો, અને આપ મને સંન્યાસ ન આપો માટે મારે સ્ત્રી છે તે હકીકત મેં આપને જાહેર કરી નહતી, હું અસત્ય બોલ્યો હતો; મારા ગુન્હા માટે મને માફ કરો."

ગુરૂને ચૈતન્યની દયા આવી. પોતે તેને હાથ ઝાલી ઉઠાડયો અને કહ્યું "ચૈતન્ય, જા, ફરી ગૃહસ્થ થા અને તારા ધર્મનું પાલન કર, તારાં બાળકો બહુ મોટાં થશે."

ગુરૂનો આશીર્વાદ લઈ વિઠ્ઠલપંત, રૂક્મણી અને રૂક્મણીના પિતા આળંદી આવ્યા.

સંન્યાસ લીધા પછી પુનઃ ગૃહસ્થાશ્રમ માંડવાની શાસ્ત્રમાં રજા ન હોવાથી આળંદીના બ્રાહ્મણોએ વિઠ્ઠલપંત અને રૂક્મણીને જ્ઞાતિ બહાર કાઢયાં. લોકો તેમની નિંદા કરવા લાગ્યા અને ભીક્ષા આપવાની પણ ના પાડવા લાગ્યા. ઘણી વાર તો વિઠ્ઠલપંત અને રૂક્મણીને ભૂખ્યા રહેવું પડતું અને ઘણીવાર તેઓ માત્ર પાંદડાં ખાઈનેજ ચલાવતાં.

બાર વર્ષ વીતી ગયાં, એ દરમ્યાન તેમને નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ, અને મુક્તાબાઈ એ ચાર સંતાનો થયાં.

બાળપણથીજ આ ચાર બાળકો બહુ તેજસ્વી હતાં. તેઓ રમતો પ્રભુની લીલાનીજ રમતાં, વાતો પ્રભુના ભજનનીજ કરતાં.

જ્યારે નિવૃત્તિનાથ સાત વર્ષના થયા ત્યારે તેમને જનોઈ દેવાનો વિઠ્ઠલપંત અને રૂક્મણીનો વિચાર થયો. પતિપત્ની આળંદીના બ્રાહ્મણો પાસે ગયાં અને સાષ્ટાંગ પ્રણામ કરી બોલ્યાં, "મેં કેવળ ગુરૂની આજ્ઞા પાળવા માટે ગૃહસ્થાશ્રમ ધારણ કર્યો છે અને સંસારના સુખો ભોગવવા માટે નહિ. આપ અમારા પાપ માટે માફી આપો, અને આ બાળકોને જનોઈ આપી બ્રાહ્મણ બનાવો. આપ અમારા પાપ માટે જે પ્રાયશ્ચિત (દંડ) નક્કી કરો તે પ્રમાણે કરવા અમો તૈયાર છીએ."

બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો "પંત, તમારો અપરાધ

બહુ મોટો છે, એટલે તમારે દેહાન્ત પ્રાયશ્ચિત કરવું. તમારા બાળકોને જનોઇ આપવાનું શાસ્ત્રોમાં ક્યાંઈ નીકળતું નથી, એટલે તેમને જનોઈ આપી શકાશે નહિ."

વિઠ્ઠલપંત અને રૂકમણી બહુ ખિન્ન થયાં. તેઓ બ્રાહ્મણોને નમસ્કાર કરી ગયાક્ષેત્ર ગયા અને ત્યાં ગંગા યમુનાના જળમાં પડી ડુબી મૂઆં.

માતપિતાના મૃત્યુ પછી નિવૃત્તનાથ અને જ્ઞાનેશ્વર ભીક્ષા માગી લાવતા અને સોપાન મુક્તાબાઈની સંભાળ રાખતા.

આ વખતે સૌથી મોટાભાઇ નિવૃત્તિનાથની ઉમર ૧૦ વર્ષની હતી. આળંદીના બ્રાહ્મણોએ નિવૃત્તિનાથ વિગેરેને કહ્યું કે "પૈઠણ નગરનાં બ્રાહ્મણો પાસેથી શુદ્ધિપત્ર લાવવામાં આવે તો તેમને કદાચ જનોઇ અપાય."

નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઈ પૈઠણ ગયા. પૈઠણ એ સમયે વિદ્યાપીઠ હતું.

સંન્યાસીનાં બાળકોએ જઇને પૈઠણના બ્રાહ્મણોને કહ્યું "આળંદીના અમો રહીશ છીએ. ત્યાંના બ્રાહ્મણોએ અમને આપની સમક્ષ "સંન્યાસીના બાળકોને જનોઇ આપી શકાય કે નહિ" એ વિષયમાં શાસ્ત્રની આજ્ઞા જાણવા અને આપની પાસેથી શુદ્ધિપત્ર લેવા મોકલ્યા છે. આપ કૃપા કરી વિદ્વાનોની સભા એકઠી કરી, શાસ્ત્ર જોઇ અમને પાવન કરો. અમો સંન્યાસીનાં બાળકો છીએ, અને તમારે શરણે આવ્યા છીએ.

બ્રાહ્મણોની સભા થઈ.

શાસ્ત્રો તપાસી લાંબો વખત ચર્ચા કરી બ્રાહ્મણોએ નિર્ણય આપ્યો, "તમો સંન્યાસીના બાળકો છો, માટે તમને જનોઈ આપી શકાશે નહિ. પ્રાયશ્ચિતથી પણ તમો પવિત્ર થઈ શકશો નહિ, તમો જે સ્થિતિમાં છો તેજ સ્થિતિમાં રહો."

નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઇ ક્રોધ ન કરતાં શાન્તિથી બેઠાં રહ્યાં; આથી કેટલાક બ્રાહ્મણોના મનમાં આ બાળકો માટે માન ઉપજ્યું. કોઈએ જ્ઞાનદેવને તેનું નામ પૂછ્યું એટલે જ્ઞાનદેવે કહ્યું, "મારૂં નામ જ્ઞાનદેવ."

એક બીજો જણ બોલ્યો, "જ્ઞાનદેવ કેવું સુંદર નામ!"

ત્રણ જણ ભભડી ઉઠયા, "નામથી શું? પખાલ વહેનાર આ પાડાનું નામ પણ જ્ઞાનદેવ છે."

જ્ઞાનદેવ—"ખરેખર મારામાં અને એનામાં જરાએ ભેદ નથી. જે આત્મા પાડામાં છે તેજ આત્મા મારામાં છે. સર્વ દેહોમાં એકજ આત્મા છે."

પેલો ત્રીજો જણ બોલ્યો—"જો પાડામાં અને તમારામાં એકજ આત્મા હોય તો હું આ પાડાને ફટકા મારૂં છું. જોઇએ તમારી પીઠ ઉપર ફટકાના સોળ ઉઠે છે?"

જ્ઞાનદેવ—"ખુશીથી મારો."

ફટકા પાડાની પીઠપર પડતાંજ જ્ઞાનદેવના વાંસાપર

સોળ ઉઠયા. બ્રાહ્મણો શરમાઈ ચાલ્યા ગયા.

કેટલાક અદેખા બ્રાહ્મણો હજી પણ બોલવા લાગ્યા કે "એ તો સંન્યાસીનાં બાળકો ને! ગમે તેવા જ્ઞાની હોય તોપણ શું?

એક બ્રાહ્મણે એકવાર જ્ઞાનદેવને કહ્યું—"જ્ઞાનદેવ! તમારે ખરેખર પવિત્ર થવું હોયતો અને તમારા કુળને પણ પાવન કરવું હોય તો આ પાડાના મોઢામાંથી વેદ બોલાવો."

જ્ઞાનદેવ શાન્તિથી પાડા પાસે ગયા અને પાડાના મસ્તકપર હાથ મૂકી ચાર વેદની ઋચાઓ બોલવા પાડાને આજ્ઞા કરી. પાડાના મુખમાંથી વેદનો ઘોષ સંભળાયો.

હજારો બ્રાહ્મણો એકઠા થયા અને જ્ઞાનેશ્વર તરફ ભક્તિભાવથી જોઇ રહ્યા.

પાડાના મુખમાંથી થતા વેદપાઠથી મોટા વિદ્વાનો અને વેદપાઠીઓ આશ્ચર્યચકિત થઇ ગયા. તેઓ શરમથી નીચું જોઈ રહ્યા.

બ્રાહ્મણોનું અભિમાન તૂટયું. વેદનું તેમને જ્ઞાન હતું. તેઓ કર્મ કરનારા હતા, પણ સાચા જ્ઞાનનો માર્ગ તેમને હાથ લાગ્યો ન હતો.

આવો અપૂર્વ ચમત્કાર નજરે જોવા છતાં કેટલાક દુષ્ટ બ્રાહ્મણો હજી જ્ઞાનેશ્વર વિગેરેની નિંદાજ કરતા હતા.

તેમને ખાત્રી થઇ ન હતી કે જ્ઞાનદેવ વિગેરે તો મહા યતી છે.

કેટલાએક દિવસો પછી જે બ્રાહ્મણોને ત્યાં જ્ઞાનેશ્વર ઉતર્યા હતા તેને ત્યાં શ્રાદ્ધ આવ્યું. વિઘ્નસંતોષી અદેખા બ્રાહ્મણોએ સંપ કરી એવું ઠરાવ્યું કે જેને ત્યાં સંન્યાસીનાં બાળકો ઉતર્યાં છે તેને ત્યાં શ્રાદ્ધમાં જમવા જવું નહિ.

જ્ઞાનેશ્વરને આ વાતની ખબર પડી. તેમણે પેલા બ્રાહ્મણને રસોઈ વગેરે તૈયાર કરવા અને લેશ માત્ર ચિંતા ન કરવા કહ્યું.

જ્ઞાનેશ્વરે કહ્યું "આજેજ, સાચું શ્રાદ્ધ થશે."

રસોઇ તૈયાર થઈ ચુકી. મધ્યાન્હ થયા. જમવાની વિધિપુરઃસર ગોઠવણ કરવામાં આવી. પરન્તુ ગામમાંથી કોઇ બ્રાહ્મણ જમવા ન આવ્યો.

ભટ્ટજીને સચિન્ત જોઇ જ્ઞાનદેવે ભટ્ટજી પાસેથી થોડાએક ચોખા લીધા અને સર્વ આસનોપર છાંટી પોતાના યોગબળથી પિતૃઓનું આવાહન કર્યું; એટલે તરતજ ભટ્ટજીના તેમજ ગયાના બ્રાહ્મણોના પિતૃઓ આસનોપર આવી બીરાજ્યા.

"હર હર" મહાદેવનો જયઘોષ બોલાવી સૌ ભોજન લેવા બેઠા.

પેલા દુષ્ટ બ્રાહ્મણો આ દશ્ય જોઇ છક્કજ થઇ ગયા. તેઓ શ્રાદ્ધમાં જમવા ન ગયા તે માટે બહુ પસ્તાવા

લાગ્યા અને શોચ કરવા લાગ્યા. પૈઠણના બ્રાહ્મણોના મનમાં ખાત્રી થઈ કે જ્ઞાનદેવ આદિ મહાસંતા છે અને ઉપવિતના અધિકારી છે. તેઓએ તેમની યોગ્યતાનું અને જનોઇ લેવાને અધિકારી છે એવું શુદ્ધિપત્ર (Certificate) આપ્યું.

શુદ્ધિપત્ર લઇ જ્ઞાનદેવ વિગેરે પૈઠણથી આળંદી ગયા.

આળંદીના બ્રાહ્મણોએ જ્ઞાનદેવ વિગેરેનો સત્કાર કર્યો અને નિવૃત્તિનાથને જનોઇ આપી. તેઓ આળંદીમાં રહ્યા.

થોડા વખત પછી તેમની પાસે એક મહાન્ યોગી આવ્યો.

તેનું નામ ચાંગદેવ હતું. તે તાપી નદી કીનારે રહેતા હતા. તેઓએ યોગવિદ્યામાં કુશળતા મેળવી હતી, અને સિદ્ધિની પ્રાપ્તિથી પાણીમાં પ્રવેશ કરતા, હવામાં ઉડતા, ક્રૂર અને હિંસક પ્રાણીઓને પોતાને તાબે રાખતા. યોગબળથી તેમણે પોતાનું શરીર ૧૪૦૦ વર્ષ સુધી ટકાવી રાખ્યું હતું. તેને હજારો શિષ્ય હતા.

જ્ઞાનેશ્વર વિગેરેની કીર્તિ સાંભળી ચાંગદેવને તેને મળવાનો વિચાર થયો, પણ તેનામાં અભિમાન હતું, અને તે એમ માનતા કે એના જેવા બીજા કોઇ સમર્થ નથી, તેથી તેણે જ્ઞાનદેવપર એક કોરો કાગળ મોકલ્યો.

પત્ર લઈ ચાંગદેવનો શિષ્ય આળંદી આવ્યો. જ્ઞાનેશ્વર આદિને મળ્યો અને તેમને પત્ર આપ્યો. પત્ર કોરો જોઈ મુક્તાબાઇએ શિષ્યને કહ્યું "તમારા ગુરૂએ ૧૪૦૦ વર્ષ

સુધી યોગ સાધ્યા છતાં તેઓ અદ્યપિ આ કોરા કાગળ જેવા કોરાજ રહ્યા જણાય છે. હજી તેમને જ્ઞાન થયું નથી.”

મુક્તાબાઈનું વચન સાંભળી સૌ હસી પડ્યા અને શિષ્ય શરમાઈ ગયો.

પછી જ્ઞાનદેવે પેલા કોરા કાગળ સાથે બીજો એક કાગળ ઉપદેશભર્યો લખી મોકલ્યો.

ચાંગદેવે મુક્તાબાઈનું મેણું અને જ્ઞાનદેવનો પત્ર વાંચ્યો. તેણે જ્ઞાનદેવ મુક્તાબાઇ વિગેરેને મળવાનો અને તેનો સમાગમ કરવાનો વિચાર કર્યો. તેઓ ત્યાં શિષ્યો સાથે વાઘપર સ્વારી કરી હાથમાં સાપનો ચાબુક ધારણ કરી આળંદી જવા નીકળ્યા.

આળંદીની નજીક આવતાં જ્ઞાનદેવ આદિને ખબર પડી કે ચાંગદેવ વાઘપર સ્વારી કરી તેમને મળવા આવે છે. જ્ઞાનદેવે, તેનું યોગબળનું અભિમાન ટાળવા માટે અને તેને સન્માર્ગે દોરવા માટે જે ઓટલાપર જ્ઞાનદેવ બેઠા હતા તે દિવાલને ચાલવા આજ્ઞા આપી.

ઓટલામાં ચેતન આવ્યું અને જ્ઞાનદેવ આદિને લઈને ઓટલો ચાંગદેવ તરફ ચાલ્યો.

દૂરથી ચાંગદેવે આ ચમત્કાર જોઇ સર્પને ફેંકી દીધો, વાઘપરથી ઉતરી પડ્યા અને જ્ઞાનદેવ સમીપ આવી, તેના પગમાં લોટી પડ્યાં.

ચાંગદેવે પોતાના અભિમાન માટે ક્ષમા માગી, અને એ જ્ઞાનાવતાર ભાઈઓ અને બ્હેનોનો ઉપદેશ સાંભળી તે કૃતાર્થ થયા.

જ્ઞાનદેવઆદિ આટલા સમર્થ હતા છતાં આળંદીમાં તેમનાં કેટલાક દ્રોહી રહ્યા હતા.

વિસોબા નામનો એક કર્મકાંડી બ્રાહ્મણ હતો. તે ઘણો અભિમાની હતો. જ્ઞાનદેવ વિગેરેનું હમેશાં જ્યાં ત્યાં વાકું બોલ્યા કરતો, અને એમાંજ પોતાની મોટાઈ માનતો. લાગ આવ્યે તેમને હેરાન કરવાનું પણ મુકતો નહિ.

એકવાર જ્ઞાનદેવને 'માંડા' (એક જાતની મહારાષ્ટ્રમાં થતી મોટી રોટલી) ખાવાની ઈચ્છા થઈ. જ્ઞાનદેવે મુક્તાબાઈને માંડા બનાવવા માટે ઉપયોગી વાસણ કુંભારવાડેથી લાવવા કહ્યું. મુક્તાબાઈ વાસણ લેવા ચાલ્યા.

રસ્તામાં વિસોબા મળ્યો. તેણે પૂછ્યું "અહિ છોકરી! ક્યાં ચાલી?"

મુક્તાબાઈએ કહ્યું "માંડા બનાવવા છે માટે કુંભારવાડે વાસણ લેવા."

વિસોબા જ્ઞાનદેવને હેરાન કરવામાં આનંદ માનતો હતો તેથી તે મુક્તાબાઈની પાછળ કુંભારવાડે ગયો અને જ્યાં જ્યાં મુક્તાબાઈએ વાસણ માગ્યું ત્યાં ત્યાં તેણે કુંભારને વાસણ આપવાની ના પાડી. મુક્તાબાઈને કોઈ કુંભારે વાસણ ન આપ્યું. તેઓ નિરાશ થઈ ઘેર આવ્યા

મુક્તાબાઈનો ચહેરો ખેદયુક્ત જોઈ જ્ઞાનદેવ બોલ્યા,-"મુક્તાબાઈ કેમ નિરાશ અને ખેદયુક્ત છો?"

મુક્તાબાઈએ વિસોબાની સઘળી વાત કરી. જ્ઞાનદેવે મુક્તાબાઈને તેના પોતાના વાંસા ઉપર માંડા તૈયાર કરવા કહ્યું અને અગ્નિનું આવાહન કરી, પોતાનો વાંસો રાતોચોળ કર્યો અને તે પર મુક્તાબાઈ માંડા તૈયાર કરવા લાગ્યા.

શું થાય છે તે જોવા વિસોબા છુપો રહી બધું જોતો હતો તે આ દેખાવ જોઈને દિગ્મૂઢ બની ગયો, અને શરમાઈ જઈને જ્ઞાનદેવને પગે પડયો અને જ્ઞાનદેવ તથા મુક્તાબાઈની માફી માગી.

વિસોબા પછીથી જ્ઞાનદેવનો શિષ્ય રહ્યો.

જ્ઞાનદેવ આદિ સંતો મહારાષ્ટ્રમાં આળંદીમાં છસો સાતસો વર્ષ પૂર્વે થઈ ગયા.

જ્ઞાનેશ્વરે મરાઠીમાં "જ્ઞાનેશ્વરી" નામની શ્રીમદ્ભગવદ્ગીતાની ટીકા કરી છે. એ ટીકા ઘણી સુંદર અને છંદબદ્ધ છે. જ્ઞાનેશ્વરીનું ગુજરાતીમાં ભાષાંતર થયું છે.



# મહારાજ એકનાથના જીવનપ્રસંગો

## ૧

પૈઠણ શહેરમાં એકનાથ મહારાજના ઘેરથી નદી તરફ જતાં માર્ગમાં એક નાનીસરખી ધર્મશાળા આવતી હતી. એમાં એક યવન રહેતો હતો. તે એકનાથ જ્યારે જ્યારે સ્નાન કરી, ઘર તરફ જતા ત્યારે ત્યારે તે એના અંગ-પર થુંકતો, અને તેથી એકનાથને હંમેશ ચાર પાંચ વાર ફરીફરી નહાવું પડતું. આ દુષ્ટના આવા કૃત્યથી પણ એકનાથ મહારાજ કદી ક્રોધે ભરાતા નહિ; તેઓ સ્વસ્થ ચિત્તે પુનઃ પુનઃ નદીકિનારે જતા અને સ્નાન કરતા.

એક સમયે એવું બન્યું કે શ્રીનાથ મહારાજના અંગ-પર એ યવન એકસો આઠ વાર થુંક્યો અને તેટલી જ વાર મહારાજ નદીતટે સ્નાન કરવા ગયા. હજારો લોકો મહા-રાજની શાન્તિ અને આ યવનની દુષ્ટતા જોવા એકઠા મળ્યા હતા. મહારાજની મનની શાન્તિ અને દુષ્ટની દુષ્ટતા વચ્ચે હારજીતની મોટી સરત ચાલી હતી. આખરે સરતમાં યવન હાર્યો અને તે મહારાજના પગમાં પડયો. તેણે નાથની ક્ષમા માગી અને તે પોતાના અવિચારી કૃત્ય માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. ઉદાર દીલના એક-નાથ મહારાજે એને ક્ષમા આપી અને તેને ખરા ધર્મનો ઉપદેશ કર્યો. એકનાથ મહારાજે કહ્યું—“ભાઇ! અલ્લા મસીદમાં જ છે એમ કહીએ તો બીજી જગ્યાઓ શું એ વિના ખાલી છે? ચાર નિમાજ પઢવાનો વખત એજ માત્ર

ઈશ્વરપ્રાર્થનાનો વખત હોઇ શકે એમ કહીએ તો બીજે સમયે શું ચોરી કરવી ? ભાઈ ખરી રીતે એમ નથી. પ્રભુ સર્વત્ર છે અને તે સર્વનો છે. તે સર્વના હૃદયમાં રહીને સર્વકાળે અને સર્વસ્થળે પ્રાણી માત્રની પ્રાર્થના સાંભળે છે.

નાથના ઉપદેશામૃતથી યવન શાંત થયો અને પછીથી નમ્રપણે પ્રભુમય જીવન ગાળવા લાગ્યો.

૨

એકનાથના પૈઠણ શહેરમાં ઘણા નિંદકો હતા. તેઓ નિરંતર ચોરે બેસી એમની નિંદા કર્યા કરતા. એકનાથને દુઃખ દેવાનો એકેય પ્રસંગ તેઓ ચૂકતા નહિ. એક દિવસ એ નિંદકો ચોરાપર બેસી તંબાકુ ખાતાં ખાતાં ફડાકા મારતા હતા, એટલામાં એક બ્રાહ્મણ ત્યાંથી નીકળ્યો. એ બ્રાહ્મણ પૈઠણના વિદ્વાન્ અને શ્રીમન્ત બ્રાહ્મણોની કીર્તિ સાંભળી તેઓની પાસેથી પોતાના પુત્રને જનોઇ આપવા માટે કંઈક દ્રવ્ય મેળવવાની આશાથી પૈઠણમાં આવ્યો હતો. નિંદકોએ બ્રાહ્મણને જોઇને પૂછ્યું " એ બ્રાહ્મણ ! ક્યાં જાય છે ? "

બ્રાહ્મણ—"ભાઇઓ ! આ શહેરમાં હું બસો રૂપીયાની યાચના કરવા આવ્યો છું. હું અતિ ગરીબ છું, અને મારે મારા પુત્રને જનોઈ આપવી છે. કોઈ દયાળુ માણસ મળી જાય તો તેની શોધમાં છું. "

૩

એકનાથની મશ્કરી કરવાનો તેમજ તેને દુઃખ દેવાનો આ સારો પ્રસંગ છે એમ વિચારી પેલા નિંદકોએ કહ્યું,

"મહારાજ ! જો તમે આ ગામના એકનાથ નામના મહારાજ છે, તેને ગુસ્સે કરો તો અમે રૂપીઓ બસો આપવા તૈયાર છીએ. 'મહારાજ એકનાથ ગુસ્સે થવા જોઈએ' એ એક મોટી સરત ધ્યાનમાં રાખજો." કોઈ પણ માણસને ગુસ્સે કરવો એ બહુ સહેલું એમ ધારી બ્રાહ્મણ આનંદથી એકનાથના ઘર તરફ ગયો. એકનાથને ક્રોધ કરાવવા માટે તે એકાએક, નાથ પોતાના દેવમંદિરમાં દેવસેવા કરતા હતા, ત્યાં જોડા તથા કપડાં સહિત ગયો, અને અતિ અસભ્યતાપૂર્વક ભય દઈને એકનાથના સાથળ ઉપર બેઠો. એકનાથ આ જોઈ વિસ્મય પામ્યા; પરંતુ ક્રોધે ન ભરાતાં તે હાસ્ય કરી બોલ્યા—"મહારાજ ! આપના દર્શનથી મને અત્યંત આનંદ થયો છે, ઘણા મનુષ્યો મને મળવા આવે છે પરંતુ આપની મારા ઉપરની મમતા ઓરજ દેખાય છે. આપ મને મળવા અતિ આતુર હશો તેથીજ એમનેમ આ જોડા અને વસ્ત્રો સહિત આપ અહીં ચાલ્યા આવ્યા હશો. આપ કૃપા કરી અહીં સૂધી પધાર્યા અને મારા ખોળાને પવિત્ર કર્યો તેથી હું મારી જાતને ધન્ય માનું છું."

એકનાથના શીતલ વચનો સાંભળી બ્રાહ્મણ તો સ્તબ્ધ જ થઈ ગયો, પરંતુ એકનાથને ક્રુધિત કરે તો રૂપીયા બસો મળે એ વિચારથી તે એકનાથને ક્રુધિત કરવા માટે કોઈ યુક્તિ શોધવા લાગ્યો. છેવટે તેણે કહ્યું "આજે હું અહીં ભોજન લઇશ. તૈયારી કરાવો." એકનાથે કહ્યું "બહુ સારૂં." મધ્યાન થતાં રસોઈ તૈયાર થઈ; એકનાથ

અને બ્રાહ્મણ પાસે પાસે જમવા બેઠા. પતરાવળીઓ નખાઇ, રસોઇ પીરસાઇ; છેવટે જ્યારે એકનાથના પત્ની ઘી પીરસવા આવ્યા ત્યારે બ્રાહ્મણ એમએક ઉભો થઈ છલંગ મારી એમના ઉપર ઘોડો પલાંગી ગયો. આથી કોઇપણ મનુષ્યને ક્રોધ ચડયા વિના રહેજ નહિ, પરંતુ શાન્તિના સાગર એકનાથે ધીરજથી તેમના પત્નીને કહ્યું—"જાળવજો હં! બીચારો બ્રાહ્મણ પડી જશે તો તેને લાગશે."

એકનાથના પત્ની એકનાથ જેવાજ શાંત અને ક્ષમાશીલ હતા. તેણે ઉત્તર આપ્યો, "મારા પુત્ર હરિપંડિતને આમ વાંસા પર બેસાડી કામ કરવાની મને ટેવ છે એટલે ચિંતા ન કરો. હું એને પડવા નહિ દઉં. એ બ્રાહ્મણ એ મારૂં બાળક જ છે ને!"

બ્રાહ્મણના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે છેક શરમીંદો થઇ ગયો. પૃથ્વીમાતા માર્ગ આપે તો તેમાં સમાઈ જાઉં એવું તેને થઇ ગયું. તે એકનાથ અને તેમના પત્નીને પગે પડયો અને ક્ષમા માટે આજીજી કરી કરી રડવા લાગ્યો. મહારાજે તેને શાંતિના વચનો કહી વિદાય કર્યો.

૩

એક સમયે નાથને ત્યાં શ્રાદ્ધ હતું. ભોજન તૈયાર ગયું હતું એટલે ઘરના બારણામાં ઉભા ઉભા તે આમંત્રિત બ્રાહ્મણોની રાહ જોતા હતા. એટલામાં એમના બારણા પાસેથી ચાર પાંચ ઢેઢો નીકળ્યા. નાથના ઘરમાં સુંદર

વાનીઓ બનેલી હતી, તેની સુવાસ ઢેઢોને આવી એટલે તેમનાં મોંમાં પાણી આવ્યાં, અને તેમાંનો એક બોલ્યો "અરે રામ! આવું સુંદર ભોજન તો આપણે કદી દીઠું જ નહિ. અરે પ્રભુ! ભોજનની તો વાત જ ક્યાં પણ આવી સુગંધ પણ કદી ધરાઇને લીધી નહિ."

એકનાથે તેનું ઉક્ત ભાષણ સાંભળ્યું. તેમનું દયાળુ અંતઃકરણ દ્રવવા લાગ્યું. તેમના મનમાં અત્યન્ત લાગી આવ્યું. તેમણે પોતાનાં પત્નીને બોલાવી કહ્યું "મહારોએ કદી સુંદર ભોજનનો સ્વાદ લીધો નથી માટે આજે શ્રાદ્ધ માટે કરેલું ભોજન એમને આપો. એ બિચારા, એ જમી તૃપ્ત થશે, એમનો અંતરાત્મા રાજી થશે." નાથની પત્નીએ ઉત્સાહથી કહ્યું, "અન્ન ઘણુંજ છે. આ બિચારા મહારોનાં બાળકો અને સ્ત્રીઓ પણ ક્યારે આવું સુંદર ભોજન જમશે? માટે સૌને બોલાવો અને સૌ પેટ ઠારો. હું પાછળથી બ્રાહ્મણો માટે હમણાંજ પુનઃ રસોઇ કરૂં છું."

એકનાથ અને એમનાં પત્નીએ ઢેઢોને, ઢેઢનાં બાળકો અને સ્ત્રીઓને પેટપુરૂં જમાડયા અને વિદાય કર્યા.

પછી ગિરિજાબાઇએ ફરી રસોઇ કરી.

શ્રાદ્ધમાં નિમંત્રેલ બ્રાહ્મણોને માટે કરેલ રસોઇ મહારોને ખવરાવી દીધી એ સમાચાર ગામમાં ફેલાતાં આમંત્રિત બ્રાહ્મણોએ એકઠા થઇ ઠરાવ કર્યો કે એકનાથને ત્યાં કોઈએ ભોજન લેવા જવું નહિ. એકનાથે બ્રાહ્મણોને બહુએ સમજાવ્યું પરંતુ એકના બે થયા નહિ.

નાથ બ્રાહ્મણોએ ભોજન માટે ના પાડી એટલે અત્યંત ચિંતામાં પડયા. નાથને ત્યાં એક શ્રીખંડ નામનો નોકર હતો. તેણે કહ્યું "નાથ, ધીરજ રાખો, ક્ષુધાર્ત મહારોને જમાડીને તમે ખરેખરૂ શ્રાદ્ધ કર્યું છે, અને તેથી અવશ્ય તમારા પિતૃઓ પ્રસન્ન થયા હશે. તમે પાતળ નાખો અને રસોઈ પીરસાવો, ચોકસ તમારા પિતૃઓ આવીને ભોજન લેશે."

શ્રીખંડ, ભગવાન પોતે હતા. તે એકનાથને ત્યાં તેના ચાકર તરીકે બાર વર્ષ રહ્યા હતા.

શ્રીખંડના કથનાનુસાર પાતળો નખાવી, રંગોળી પૂરી અને ભોજન પીરસાયું. થોડીજ વારમાં એકનાથના પૂર્વજો એક પછી એક ઉતરી આવ્યા અને ભોજન લેવા લાગ્યા; એકનાથનો આનંદ અમર્યાદિત હતો. આજેજ તેણે ખરૂં શ્રાદ્ધ કર્યું. પેલા બ્રાહ્મણો આ બનાવથી અતિ શરમાયા અને પશ્ચાતાપ કરવા લાગ્યા.

૪

એકનાથના દુશ્મનો એમને દુઃખ આપવાનો પ્રસંગ શોધ્યાજ કરતા હતા. સત્ પુરૂષોને દુઃખ આપવું એ અસત્ પુરૂષોનો સહજ સ્વભાવ હોય છે.

એક સમયે મધ્યરાત્રીએ પૈઠણમાં કેટલાએક પ્રવાસી બ્રાહ્મણો આવ્યા. તેઓ અત્યંત શ્રમિત થઇ ગયા હતા અને તેમને ભૂખ પણ બહુજ લાગી હતી. તેઓ કોઇ ઉતારો

શોધતા હતા એટલામાં પેલા નિંદકો તેમને મળ્યા. તેમણે કહ્યું "શા માટે આટલી બધી મહેનત કરો છો ? મહારાજ એકનાથને ત્યાં જાઓ, તેમની પાસે સિદ્ધ છે એટલે તે સેંકડો મનુષ્યોને એક સાથે જમાડી શકે છે. પાગરણુની પણ તેને ત્યાં સારી વ્યવસ્થા છે."

અજાણ્યા મુસાફરો પેલા નિંદકોમાં વિશ્વાસ રાખી નાથનું ઘર પૂછતાં પૂછતાં ત્યાં ગયા. નાથે બારણા ઉઘાડી તેનો સત્કાર કરી કુશળ સમાચાર પૂછ્યા. તેઓ ક્ષુધિત છે એમ ખબર પડતાં જ તેમણે ગિરિજાબાઇને રસોઈ કરવા આજ્ઞા આપી. રાત્રીના બાર વાગી ગયા હતા, પરન્તુ પતિપરાયણ પત્નીએ રસોઈની તૈયારી કરવા માંડી. ફળીયામાં જઇને જુએ તો બળતણ ખૂટી ગયેલું અને થોડાએક લાકડાં હતાં તે લીલાં હતાં. નાથને આ સ્થિતિની ખબર પડતાં તેમણે પોતાનાં એક શિષ્યને કહ્યું "આ આપણું ઘર લાકડાનું જ છે, થોડાંક ખપાટીયાં કાઢી નાખો અને રસોઇ ચાલુ કરાવો."

ઘરનું છાપરૂં તોડી તેના ખપાટીયાં વિગેરે કાઢી, તેનાથી ગિરિજાબાઇએ ઉતાવળથી રસોઈ તૈયાર કરી. રસોઈ તૈયાર થતાં ગિરિજાબાઈએ સૌને પ્રેમથી પીરસ્યું, ભૂખ્યા બ્રાહ્મણો ખૂબ જમી સંતોષ પામ્યા. તેઓ તે રાત્રે ત્યાંજ સ્વસ્થપણે સૂતા. સવારે તેમને ખબર પડી કે બળતણને બદલે ઓરડાનો કાટ વાપરવામાં આવ્યો હતો, ત્યારે તેઓએ એકનાથનું સાધુપણું જાણ્યું. તેઓ એકનાથના

આશીર્વાદો લઈ, એમના ગુણકીર્તન કરતાં કરતાં પોતાને પંથે પળ્યા.

૫

એક સમયે એકનાથ મહારાજ ગંગાજળની કાવડ કાંધે લઇ કાશીથી રામેશ્વર જતા હતા. કાશીક્ષેત્રથી ગંગાનું જળ લઇ રામેશ્વર ચડાવવાનું મોટું પુણ્ય ગણાય છે.

એકનાથ સૌથી આગળ ચાલ્યા જતા હતા. તેમના ભક્તો તથા મિત્રો ધીમે ધીમે પાછળ ચાલ્યા આવતા હતા. માર્ગમાં એકનાથે એક મારતા ગધેડાને જોયો. દિવસો ઉન્હાળાના હતા અને ગરમી સખ્ત પડતી હતી. પાણી ન મળવાથી ગધેડો મરણતોલ થઈ પડયો હતો અને બરાડા પાડી તરફડતો હતો. આ જોઇ એકનાથ મહારાજને અત્યંત દયા આવી. પાણી વિના મરતા ગધેડાને બચાવવાનું તેમને મન થઇ આવ્યું. તેમણે તુરત જ રામેશ્વરપર ચડાવવાને કાવડમાં રાખેલું ગંગાજળ કાઢયું અને ગધેડાને પાઈ દીધું. ગધેડો જળ મળવાથી સ્વસ્થ થયો અને થોડીવારમાં ઉભો થઈ આનંદથી ભૂંકતો ભૂંકતો ચાલ્યો ગયો. એટલામાં એકનાથના ભક્તો અને મિત્રો ત્યાં આવી પહોંચ્યા. કાવડ ખાલી જોઇ તેથી તેઓ વિસ્મય પામી બોલી ઉઠયા:—"મહારાજ! કાવડ ખાલી કેમ છે? એમાં ભરેલું જળ ક્યાં ગયું?"

મહારાજ—"તૃષાથી પીડાતા એક ગધેડાને મેં એ જળ પાઈ દીધું. એ બિચારો મરતાં મરતાં

બચ્યો. હમણાંજ એ ઉભો થઈ પેલી દિશામાં આનંદથી કૂદતો દોડયો ગયો.

ભક્તો—"પણ મહારાજ, એ જળ તો બહુ શ્રમ કરી આપ રામેશ્વર લઈ જતા હતા! હવે રામેશ્વરને તો ગંગાજળ ચડાવાશે નહિ! યાત્રા પણ એટલી અધુરી ગણાશે, અને એટલું પુણ્ય પણ ઓછું જ લેખાય!"

મહારાજ—"મરતા પ્રાણીને કોઈપણ રીતે બચાવવું એ મનુષ્યનો સહજ ધર્મ છે, એજ ખરેખરૂં અને મોટું પુણ્ય છે. રામેશ્વરને ગંગાજળ ચડાવવા કરતાં આ ગધેડાને મેં ગંગાજળ પાઈ બચાવ્યો તેમાં જ હું વધારે પુણ્ય માનું છું. પ્રભુ સર્વત્ર છે. જે પ્રભુ રામેશ્વરમાં છે તેજ પ્રભુ મારામાં, તમારામાં અને ગધેડામાં છે. ગધેડાને મેં ગંગાજળ પાયું છે તે મારે મન તો રામેશ્વરને જ ચડાવ્યા બરોબર છે."

સર્વ ભક્તો એકનાથની વાણી સાંભળી શાન્ત રહ્યા.

૬

એક સમયે નાથને ત્યાં ભજનકીર્તન થતાં હતાં, એટલામાં ગુપચુપ ત્રણ ચોર ઘરમાં પેસી ગયા. કીર્તન સમાપ્ત થતાં સૌ ભક્તો પોતપોતાને ઘેર ગયા અને એકનાથ મહારાજ પણ નિદ્રાધીન થયા.

રાત્રીના બે વાગ્યા ત્યારે ચોરોએ ચોરવાનું કાર્ય શરૂ કર્યું. તેઓએ ઘરની તમામ કીંમતી ઘરવખરી એકઠી કરી અને નાથના ફળીયાના બારણા પાસે મૂકી. છેવટે નાથના દેવમંદિરમાં થોડી એક ચીજો હતી તે લેવાને એક ચોર ગયો. એ સમયે નાથ દેવમંદિરમાં ઈશ્વરભજન કરતા હતા. તેમની સમક્ષ ઘીના દીવા બળતા હતા. ચોર એમને જોઈ જરા થંભ્યો, અને પાછો વળવા જતો હતો ત્યાં એકનાથે તેને ઉભો રહેવા કહ્યું. ચોર અત્યન્ત ગભરાયો. તે ધ્રુજવા લાગ્યો. તેને લાગ્યું કે હવે પકડાઈ ગયો છું એટલે શિક્ષા થશે અને દુઃખી થઈશ, પરન્તુ એટલામાં એકનાથ ગંભીર સ્વરે બોલ્યા, "ભાઈ! ગભરા નહિ, હું જાણું છું કે તું ચોરી કરવા આવ્યો છે; હું જરાય તારા કામમાં આડો આવીશ નહિ. સુખેથી તારે જે વસ્તુની જરૂર હોય તે તું લે. મારી પાસે આ એક વીંટી છે તે પણ લે, તારે કામમાં આવશે."

એકનાથની વાણી સાંભળી ચોર તો આશ્ચર્યચકિત જ થઈ ગયો. શું કરવું તે તેને કાંઈ સૂઝયુંજ નહિ. તે એકદમ નમ્ર થઇ ગયો અને એકનાથને નમી પડયો. તેણે ચોરીની સઘળી વાત નાથને કહી અને ચોરેલો સઘળો માલ પણ બતાવ્યો. ચોરો અત્યન્ત દિલગીર થયા અને આવા દુષ્ટ કૃત્ય માટે તેઓએ એકનાથની ક્ષમા માગી. એકનાથે તે વખતે ગિરિજાબાઇને જગાડયા અને ચોરો માટે ભોજન તૈયાર કરાવી તેમને સારી રીતે જમાડી રવાના કર્યા.

ચોરોએ એકનાથના એક રાત્રીના સહવાસથી ચોરી કરવાનું કામ મૂકી દીધું ને ત્યારથી તેઓ પ્રભુભજનમાં લાગ્યા.

૭

પૈઠણમાં એક રાણીયો નામનો ઢેઢ રહેતો હતો તે ખરો ભાવિક અને શુદ્ધાચરણી હતો. તેની સ્ત્રી પણ તેના જેવીજ ધર્મપરાયણ અને સુશીલ હતી. બંને સ્ત્રી પુરૂષ હંમેશ નાથના ભજનકીર્તનમાં જતાં. નાથનો ચાલવાનો રસ્તો હંમેશ સાફ સુફ રાખી, નાથની તેઓ ખરા પ્રેમથી સેવા કરતા હતા.

એક દિવસે નાથની કથામાં એવું આવ્યું કે 'હરિ સર્વત્ર છે. તે બ્રાહ્મણના હૃદયમાં છે તેમજ મહારના હૃદયમાં પણ છે. તેની સમક્ષ ઉંચનીચ સૌ સરખાં જ છે."

આ સાંભળી રાણીયો તથા તેની સ્ત્રીએ વિચાર કર્યો કે કદાચ લોકદૃષ્ટિએ આપણે હલકાં છીએ, પરન્તુ તત્વ-દૃષ્ટિએ તો નથી. આ વિચારથી તેને આનંદ થયો.

એક દિવસ રાણીયે નાથને વિનતિ કરી કહ્યું-"મહારાજ, આ ગરીબ સેવકપર કૃપા કરી એને ત્યાં એકવાર ભોજન લેવાનો અનુગ્રહ કરો. આપ જેવા સમર્થ પુરૂષની દૃષ્ટિમાં આ લૌકિક ભેદ ન હોવો જોઇએ." એકનાથ મહારાજે ભોજન લેવાની અનુમતિ આપી. આ વાત ગામમાં ફેલાઇ. બ્રાહ્મણો સર્વ વિસ્મય પામ્યા. તેઓ એકનાથની નિંદા કરવા લાગ્યા. તેઓએ ઠરાવ કર્યો કે એકનાથના ઘરથી તે

મહારના ઘર સુધી સૌએ માર્ગમાં બેસવું અને પછી એકનાથ કેવી રીતે મહારના ઘેર ભોજન લેવા જાય છે તે જોવું.

બીજે દિવસે રસ્તા પર બ્રાહ્મણોની ઠઠ જામી. સૌ, એકનાથ ક્યારે મહારને ત્યાં ભોજન લેવા જાય છે તે જોતા બેઠા. નાથ પ્રસિદ્ધરીતે પોતાના ઘરની બહાર નીકળ્યા અને રાણીયા મહારને ત્યાં ગયા. પતિપત્નીએ નાથની પૂજા કરી, રંગોળી પૂરી તેને ભોજન માટે આસનપર બેસાર્યા. તેઓએ આગ્રહ કરી કરી ભોજન ગીરસ્યું અને તેમને જમાડયા.

બ્રાહ્મણો ક્રોધથી બળવા લાગ્યા. પરન્તુ એટલામાં તેમની દૃષ્ટિએ એક ચમત્કાર પડયો. તેઓએ રાણીયાને ત્યાં નાથને ભોજન લેતા તો જોયા હતા, પરંતુ તેઓએજ એમને એ સમયે એમના દેવમંદિરમાં પૂજા કરતા જોયા. આ દૃશ્યથી સૌ ચકિત થઈ ગયા અને બોલ્યા, “નાથની શક્તિનો પાર પામી શકાય એમ નથી. એ તો પરમાત્મ સ્વરૂપ છે.”

આમ બોલી સૌ પોતપોતાને ઘેર ગયાં.

૮

એક દિવસે મધ્યાન્હે નાથ ગંગાપર સ્નાન માટે જતા હતા. એ સમયે એક ઢેઢડી તેના છોકરાંને પોતાની પાછળ અત્યંત રડાવતી નદીએ પાણી ભરવા જતી હતી. બાળક અણુસમજુ હતું એટલે તે તેની માની પાછળ જવા રડતું હતું અને દોડતું હતું. તડકો સખ્ત હતો અને પગે બળાણુ પણ ઘણું હતું. પરન્તુ દયા વિનાની મા તે બાળકના

સામું પણ જોયા વિના ચાલી જતી હતી. તડકામાં દુઃખી થતા બાળકને જોઈ મહારાજ એકનાથને અત્યન્ત દયા આવી. તે બાળક પાસે ગયા અને તેને ઉંચકી લીધું. તેનો પરસેવો વિગેરે પોતાના કપડાંથી લુઈ નાખ્યાં અને તેને રમાડતા રમાડતા ઢેઢને ઘેર લઈ ગયા. ઢેઢવાડે જઈ તેના બાપને તેમણે તે બાળક આપ્યું.

થોડા કાળ પછી ત્ર્યંબકેશ્વરથી કોઢથી પીડાતો એક દુઃખી અને કંગાળ બ્રાહ્મણ એકનાથ પાસે આવ્યો અને વિનતિ કરી બોલ્યો "મહારાજ, મેં શ્રી ત્ર્યંબકેશ્વરની ઘણી સેવા કરી અને વ્રતો તથા ઉપવાસ કર્યાં. આખરે ત્ર્યંબકેશ્વર મારા ઉપર પ્રસન્ન થયા અને મને સ્વપ્નામાં આવીને કહ્યું, "જા, પૈઠણમાં એકનાથ મહારાજ પાસે જા અને તેમને ઉન્હાળાના તડકામાં પગે બળતા બાળકને ઉપાડી તેને ઘેર પહોંચાડ્યું તેનું નિશાન આપ ને બાળકની એ સારવાર માટે, તેમને જે પુણ્ય થયું છે તેની તું એની પાસે માગણી કર. એ પુણ્યનો લાભ તને મળશે તો તારો કોઢ જશે." તે નાથને ત્યાં ગયો અને બોલ્યોઃ— "મહારાજ! કૃપા કરી મને એ પુણ્યનું ફળ આપો. આપની પાસે હું એટલાજ માટે આવ્યો છું." એકનાથે કહ્યું "એ તો એક બહુ નાનું કાર્ય છે, એવા પુણ્યફળથી તારો કોઢ જશે?"

બ્રાહ્મણે કહ્યું "હા! મને વિશ્વાસ છે કે એથી મારો કોઢ જશે."

એકનાથે હાથમાં જળ લઇ એ પુણ્યફળ પેલા બ્રાહ્મણને આપ્યું. ક્ષણમાં બ્રાહ્મણની કાયા પહેલા હતી તેવી સુંદર થઇ ગઇ. બ્રાહ્મણ હર્ષ પામતો પોતાને ઘેર ગયો.

૯

એકનાથને હરિપંડિત નામનો એક પુત્ર હતો. એ ઘણો બુદ્ધિવાળો અને વિદ્વાન હતો. છ શાસ્ત્રોનો તેણે અભ્યાસ કર્યો હતો. તેને સંસ્કૃત ભાષાના જ્ઞાનનું ઘણું અભિમાન હતું, અને તેના પિતા મરાઠીમાં પુસ્તકો લખતા તે તેને લેશમાત્ર ગમતું નહિ. એકનાથે એકવાર તેને અહંકારરૂપી બેડીમાંથી છોડાવવાનો વિચાર કર્યો. એજ સમયે એક નીચે પ્રમાણે પ્રસંગ બન્યો એટલે હરિપંડિતનો ગર્વ તૂટી ગયો અને તે ખરેખરો ભકત થયો.

પૈઠણમાં એક બાઇએ હજાર બ્રાહ્મણો જમાડવાની માનતા કરી હતી. દૈવવશાત્ તેનો પતિ મરી ગયો અને સ્થિતિ એવી ખરાબ આવી કે પેટ ભરવાના પણ સાંસા પડવા લાગ્યા. આવી સ્થિતિ થઈ તેથી તેના મનમાં વ્હેમ આવ્યો કે આ બધું માનતા પૂરી નથી કરી તેથી કદાચ હશે. આથી તેણે માનતા પૂરી કરવાને વિચાર કર્યો પરંતુ પાસે દ્રવ્ય નહિ તેથી ચિન્તા કરવા લાગી. તેણે એક શાસ્ત્રીની સલાહ લીધી, તો તેના જાણવામાં આવ્યું કે એક બ્રહ્મનિષ્ઠને જમાડવાથી હજાર બ્રાહ્મણને જમાડવા જેટલું પુણ્ય થાય છે. સ્ત્રીએ એકનાથને જમાડવાનો નિશ્ચય કર્યો. તેણે એકનાથને પોતાને ત્યાં ભોજન લેવા આમંત્રણ

આપ્યું. એકનાથે તે સ્વીકાર્યું અને પોતાના પુત્ર હરિપંડિતને ભોજન વિગેરે તૈયાર કરવા ખાસ આજ્ઞા આપી. ભોજન તૈયાર થતાં એકનાથ મહારાજ જમવા બેઠા. હરિપંડિતે તેને પીરસ્યું. જમીને ઉઠતાં વખતે એકનાથ મહારાજે હરિપંડિતને પોતાનું પતરાવળું ફેંકી દેવાનું કહ્યુ. હરિપંડિત જ્યાં મહારાજનું એક પતરાવળું ફેંકવા જાય છે ત્યાં તેની નીચેથી બીજું દેખાયું, અને જ્યાં બીજું લીધું ત્યાં ત્રીજું દેખાયું. એ રીતે એક હજાર પાતળો હરિપંડિતને ફેંકવી પડી. હરિપંડિતને ખાત્રી થઇ ગઇ કે પોતાના પિતા સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવતા નથી અને મોટા શાસ્ત્રો વાંચતા નથી, પણ ખરેખરા બ્રહ્મનિષ્ઠ છે. તેના પોતાના જ્ઞાનનો ગર્વ ગળી ગયો. તે પિતાને પગે પડયો અને પોતાના અભિમાન માટે તેણે ક્ષમા માગી.



# ગુરૂ નાનક

—:o:—

શીખધર્મ સ્થાપનાર ગુરૂ નાનક પંજાબમાં થઇ ગયા. તેમના પિતાનું નામ કાલુ (કલ્યાણચંદ્ર) વેદી અને તેમનાં માતાનું નામ તૃપ્તાજી હતું. તેઓ ક્ષત્રિય જ્ઞાતિના હતા. તેમનો જન્મ લાહોરની દક્ષિણે દશ ગાઉ ઉપર આવેલા કનાકચ (કાણાકૂચા) નામના ગામડામાં તેમના મોસાળમાં થયો હતો.

નાનકના માતપિતા પવિત્ર અને ગુણી હતાં. નાનકના જન્મના સમાચાર જાણી તેના પિતાએ પંડિત હરદયાળ શર્માને બોલાવી તેના ગ્રહો જોવરાવ્યા. હરદયાળ શર્માએ બાળકના ગ્રહો તથા રેખાઓ જોઈ આશ્ચર્યચકિત થઇને કહ્યું "કાલુવેદી! ગ્રહો એવા સારા છે કે આ બાળક મહાન્ પુરૂષ થશે. અનેક મનુષ્યો એના ચરણમાં શિર નમાવશે. હિન્દુ અને મુસલમાન બન્ને એના પરમ ભક્ત થશે."

જયોતિષીની વાણીથી વેદી બહુ સંતોષ પામ્યા. તેને અત્યંત આનંદ થયો.

નાનકમાં બાળપણથી જ મહાપુરૂષોના લક્ષણો જોવામાં આવતાં હતાં. તેનું મન અન્ય બાળકો પેઠે સાધારણ રમતોમાં ન હતું, પરંતુ તેઓ પોતાની ઉમરના બાળકોને એકઠા કરી, તેઓને પ્રભુની મોટાઈની અને સદાચરણની વાતો કરતા. તેઓ અત્યંત ઉદાર હતા. ઘરમાંથી તેમને

કંઈ ખાવાનું મળે તો તે લઈ તુરતજ તેઓ બહાર દોડી આવતા અને સૌ ગોઠીયાઓ સાથે વહેંચીને ખાતા. પોતાના રમકડાં બીજાઓને રમવા આપીને તેઓ બહુ ખુશી થતા. પ્રભુનું નામ તો તેઓ બાળપણથીજ રટતા.

નાનકે વિદ્યા બહુ પ્રાપ્ત કરી ન હતી, છતાં એ સમયમાં જે જ્ઞાન આવશ્યક ગણાતું તે તેણે મેળવ્યું હતું. નાનકે હિન્દી, સંસ્કૃત અને તે વખતની રાજભાષા ફારસીનો સારો અભ્યાસ કર્યો હતો. તેઓ થોડું એક ગણિત પણ શીખ્યા હતા. તેમણે વેદ વેદાન્ત અને પુરાણોનું પણ અવલોકન કર્યું હતું.

પ્રથમથી તેઓ સ્વતંત્ર સ્વભાવના અને સત્યપ્રિય હતા, એટલે શિક્ષકો સાથે તેમને ઘણીવાર વાદ થતા અને એક નાના બાળકના બુદ્ધિબળ પાસે શિક્ષકોને ઘણી વાર શરમાવું પડતું.

નાનક પંડિત વૃજનાથની પાસે સંસ્કૃત અભ્યાસની શરૂઆત કરવા ગયા ત્યારે એક વિચિત્ર બનાવ બન્યો.

પંડિતજીએ પ્રથમ 'ૐ नमः सिद्धम्' નો મંત્ર પાટીપર લખી આપી નાનકને મોંએ કરવા કહ્યું.

નાનકે પાટી હાથમાં લઈ, પંડિતજી તરફ જોઇને કહ્યું "ગુરૂજી, પ્રથમ આ મંત્રનો અર્થ સમજાવો."

પંડિત—'હમણાં તમારે એનો અર્થ જાણવાની જરૂર નથી. હમણાં એને મોંએ કરો.'

નાનક—'પણ અર્થ જાણ્યા વિના ગોખીને મોંએ કરવું
તેમાં ફાયદો શો?'

પંડિત—'હમણાં તો ગોખો. આ રીતે હમેશ થોડું
થોડું ગોખશો તો લાંબે વખતે મોટા ગ્રંથ
પણ મોંએ થઈ જાય.

નાનક—'પણ અર્થ જાણ્યા વિના બધુંય નકામું.
હું અર્થ જાણ્યા વિના ગોખીશ નહિ.

આખરે જ્યારે ગુરૂમહાશયે નાનકને ઉપલા મંત્રનો અર્થ સમજાવ્યો ત્યારેજ નાનક શાન્ત થયા.

નાનકનું મન વિદ્યા તરફ ન હતું. તેણે વિદ્યાભ્યાસ છોડયો. તેઓ પોતાનો બધો સમય પ્રભુભજનમાં અને શેરી અને ગામના છોકરાઓને બોધ આપવામાં ગાળતા. તેઓ કંઈ ઉદ્યોગ કરતા નહિ. ગામના બાળકો તેમની સાથે ફરતા અને વિદ્યાભ્યાસ તરફ ધ્યાન આપતા ન હતા. એટલે તેમના માબાપ નાનકના પિતા પાસે ફરિયાદ કરતાં કે તમારો પુત્ર નાનક પોતે નિરૂદ્યમી છે એટલુંજ નહિ પરંતુ તે અમારા છોકરાંઓને પણ નિરૂદ્યમી બનાવે છે. તેને રસ્તે ચડાવવો જોઈએ.

નાનકના પિતાને બહુ લાગી આવ્યું. તેણે એક દિવસે નાનકને એકાંતમાં બોલાવી કહ્યું "મારા પુત્ર! લોકો કહે છે કે તું નિરૂદ્યમી છો અને ગામના છોકરાંઓને બગાડે છે. મારાથી તારૂં આવું વર્તન સહી શકાતું નથી. હવે તું

કંઈક ઉપયોગી કામ કરે તો કેમ? આપણું ઘરનું ખેતર સંભાળે તો?

નાનક—'પિતાજી, હું કાલથીજ ખેતરે જઈશ.'

પુત્ર હવે ઉદ્યમી થશે અને રસ્તે આવશે એવી આશાથી પિતાનું મન હર્ષ પામ્યું.

નાનક બીજે દિવસથી ખેતરનું રખોપું કરવા લાગ્યા. ત્યાં પણ નાનકનો ઉપદેશ સાંભળવાવાળા તેને મળ્યા. ગોવાળીઆઓ અને નાનકનો એકતાર જામ્યો. નાનક પ્રભુભજન વધારે નિવૃત્તિથી કરવા લાગ્યા.

એકવાર કેટલાક ગોવાળો નાનકના ઉપદેશામૃતનું પાન કરતા હતા તેવામાં તેમની ગાયો પાસેના ખેતરોમાં પડી પાક ચરવા લાગી. ખેતરનો માલીક ત્યાં આવી પહોંચ્યો અને ગાયોને ચરતી જોઇ ગાયો, ગોવાળીઆઓ તથા નાનકને ગામના અનલદાર પાસે ઉપાડયા.

માલિકે અમલદાર પાસે ફરિયાદ નોંધાવી કે 'આ ગોવાળીઆએ અમારૂં ખેતર ભેળાવી દીધું અને અમને ઘણું નુકસાન કર્યું. આ બધા આ નાનક પાસે એકઠા થઈ વાતો કરતા હતા તેમાં ગાયો રેઢી રહી એટલે ખેતરમાં પડી. ગોવાળીઆઓ તથા નાનકને શિક્ષા કરવી જોઇએ.'

ગોવાળીઆએ કહ્યું 'વાત સાચી છે. નાનક અમને ઉપદેશ આપતા હતા અને અમારૂં ધ્યાન એના ઉપદેશમાં હતું એટલે ગાયો તરફ અમારી નજર ન રહી અને ગાયો ખેતરમાં પડી. ગાયોએ પાક બગાડયો હશે.

અમલદારે નાનક સામું જોયું.

નાનકે શાન્તિથી અમલદાર સામું જોયું; અને કહ્યું 'આપ એકવાર ખેતરમાં જઈ તપાસ કરો કે પાકને કંઈ નુકશાન થયું છે? જો નુકશાન થયેલું માલુમ પડે તો તો ખુશીથી અમે આપ ફરમાવશો તે દંડ સહન કરશું.'

નાનકની વાત અમલદારને રૂચી. સૌ ખેતરે તપાસ કરવા ગયા. ખેતરના પાકને કંઈ પણ નુકશાન થયેલ ન હતું એ જોઈ સૌ શરમાયા અને નાનક કોઇ અદ્ભૂત છોકરો છે એવો વિચાર કરતા ઘેર આવ્યા.

નાનકના ખેતરમાં પાક તો બહુ સારો થયો પણ આસપાસના ખેતરોમાંથી ગોફણ લાગવાની બ્હીકથી બધાં પક્ષીઓ નાનકનાં ખેતરમાં આવી બેસવા લાગ્યાં. નાનક કંઈ ગોફણથી પક્ષીઓને ઉડાડતા ન હતા; ઉલટું તેઓ ઉંચા હાથ કરીને ગાતા હતા કે—

રામદી ચિડિયાં, રામદા ખેત
ખાલો ચિડિયાં ભરભર પેટ.

"તમે રામના પંખીઓ છો, આ ખેતર પણ રામનું છે માટે પેટ ભરી ભરીને ખાજો."

ખેતરનો પાક નિષ્ફળ જાય એમાં આશ્ચર્ય નથી. નાનકના પિતા બહુ ખિન્ન થયા.

વેદીએ નાનકને કોઇ બીજી પ્રવૃતિમાં રોકવા વિચાર કર્યો. નાનકની સાથે જુદા જુદા ધંધાઓની વાતચીત થઈ

પરંતુ નાનકનું મન એકેય ધંધા પર ઠર્યું નહિ. આખરે પોતાના પિતાને દુઃખી થતા જોઈ નાનકે કહ્યું, 'આપ કહો તે ધંધો કરવા તૈયાર છું. આપની આજ્ઞાને લોપીશ નહિ. આપ દુઃખી ન થાવ.

નાનકના પિતાએ તેને રૂ. ૨૦) આપ્યા અને પરગામ જઈ સારો અને સાચો માલ ખરીદી લાવવા કહ્યું. માલ સાચી કીમતનો અને સારો હોય તે તરફ ધ્યાન રાખવા ભાર દઈને કહ્યું.

બીજી સવારે નાનક અને તેનો એક મિત્ર બાલા સારો અને સાચો માલ ખરીદ કરવા નીકળ્યા.

બારેક માઈલ ચાલ્યા પછી તેઓ એક નાનકડા ગામડા નજીક આવી પહોંચ્યા. ત્યાં એક ઝાડની ઘટા નીચે કબીરપંથી સાધુઓનું એક ઝુંડ ઉતરેલું તેમના જોવામાં આવ્યું. તેમાંના કેટલાક સાધુઓ ધ્યાનમાં બેઠા હતા, કેટલાએક ભજન કીર્તન કરતા હતા અને બીજા કેટલાક બીજી પ્રવૃત્તિઓમાં રોકાયા હતા. એક મહંત મોટું મૃગચર્મ બીછાવી તે પર આસનવાળી શાન્તિથી બેઠો હતો.

ગુરૂ નાનક અને બાલાએ મહંતના દર્શન કર્યા અને તેઓ તેમની સમીપ બેઠા. થોડી વારમાં કોઈ બોલ્યું, 'આ મંડળી ત્રણ દિવસથી અન્ન લીધા વિના અહીં પડેલી છે. ગામના લોકો ધર્મભાવવાળા નથી અને અમો ગામમાં ભિક્ષા માગી પેટ ભરવાની ઈચ્છા રાખતા નથી.'

નાનક પ્રભુના ભક્ત હતા તેથી આ મંડળીની આ સ્થિતિથી તેમને અત્યંત લાગી આવ્યું.

એકાન્તમાં જઇ તેણે બાલાને કહ્યું "બાલા પેલા વીસ લાવ ? મારે આ સાધુઓને ભોજન કરાવી સંતોષવા છે."
બાલા–" પણ, પિતાજી એથી નાખુશ થશે. એમણે તમને સારો અને સાચો માલ ખરીદવા પૈસા આપ્યા છે. સાધુ-ઓને ભોજન કરાવવા માટે નહિ.

નાનક—" બાલા ! ભૂખ્યાઓને ભોજન કરાવવું અને એમનો આશિર્વાદ લેવો એ સારામાં સારા અને સાચામાં સાચા માલની ખરીદી નથી ? મને લાગે છે કે રૂા. ૨૦) ના બદલામાં હું તો બહુ મોટી રકમનો માલ ખરીદી શકીશ."

બાલા કંઈ બોલી શકયો નહિ.

નાનકે રૂા. ૨૦) નો સદુપયોગ કર્યો.

નાનકને ધંધે લગાડવાનો કાલુવેદીનો બીજો પ્રયત્ન પણ નિષ્ફળ ગયો. નાનકના પિતાએ વિચાર્યું કે નાનકને દેશાવર મોકલીએ, અને ત્યાં કદાચ અન્યના દબાણ નીચે રહેવાથી કુમ સુધરે.'

નાનકને તેના બનેવી જયરામ શેઠને ત્યાં મોકલ્યા. જયરામ શેઠ કપરથલા રાજ્યના સુલતાપૂર ગામના નવા-બના દિવાન હતા. નવાબ પાસે તેનું સારૂં ઉપજતું હતું.

જયરામ શેઠે નાનકને મોદીખાનાની નોકરી અપાવી. નાનક હવે નવાબના મોદીખાનાના ઉપરી બન્યા. આખું મોદીખાનુ તેના હાથમાં આવ્યું.

પોતાનુ ખેતર તો તેણે પક્ષીઓને ખવરાવ્યુ હતું પણ આ નવાબના કોઠારને પણ ગરીબ ગુરબાઓ માટે ખુલ્લો મૂકતાં નાનક અટકયા નહિ.

ગરીબ ગુરબાઓ માટે સદાવ્રતો ચાલુ થયાં, અને હજારો મનુષ્યો નાનકની જય પુકારી, નાનકને આશિર્વાદ આપવા લાગ્યા.

નાનક એક રાજયનો નોકર અને તેની આટલી બધી કીર્તિં, એ રાજયના બીજા અધિકારીઓથી સહી શકાયું નહિ. તેઓએ વિચાર કર્યો કે જરૂર નાનક નવાબના કોઠારમાંથી સઘળું ઉડાડી દે છે અને નવાબને અત્યંત નુકશાન કરે છે.

તેઓએ દિવાન અને નવાબના કાન ભંભેર્યા. નવાબે દીવાનને બોલાવી કોઠાર અને ચોપડાઓની તપાસ કરવા હુકમ આપ્યો. કોઠાર તપાસાયો અને હિસાબો જોવાયા પણ નવાબને કંઈ નુકશાન થયું હોય તેવું જણાયું નહિ. ઉલટું નાનકના નવાબને ચોપડે થોડાએક રૂપીયા જમા નીકળ્યા.

નવાબ, દીવાન અને કેટલાએક નાનકના દુશ્મનો પાછા પડયા. નવાબની નાનક તરફ પ્રીતિ વધી.

નાનકની પ્રભુપરાયણ વૃત્તિ વધતી જતી હતી. તેના પિતાને ભીતિ લાગી કે કદાચ નાનક સંસારનો ત્યાગ કરી સાધુ બને; કાલુવદી તથા જયરામ શેઠે નાનકને સ્ત્રી પરણાવવાનો વિચાર કર્યો. તેમણે ધાર્યું કે સ્ત્રીનો સ્નેહ નાનકને સંસારમાં બાંધી રાખશે.

નાનકનાં લગ્ન થયાં. સમય જતાં નાનક બે પુત્રોના પિતા પણ થયા, પરન્તુ નાનકની પ્રભુભક્તિમાં કશી ન્યૂનતા આવી નહિ. બહારથી એ જગતમાં, જગતની ક્રિયા કરતા હતા પણ અન્તરમાં કશો ફેર થયો ન હતો. અંતરનો રંગ તો એક જ રહ્યો હતો. તેનું ભાવી જ જાદું હતું, એટલે તેના અન્તરને બીજો રંગ ન ચડે એ સ્વાભાવિકજ હતું.

એક દિવસે તેઓ નદી ઘાટપર ન્હાવા ગયા ત્યાં તેમને એક સાધુ મહાત્માના એકાએક દર્શન થયા. સાધુ મહાત્મા પ્રતાપી હતા. તેણે નાનકને કહ્યું—“નાનક ! તું આ સંસારરૂપી જંગલમાં ભૂલો પડયો છું. તું જે મહાન્ કાર્ય કરવા આ સંસારમાં આવ્યો છું તેનું તને વિસ્મરણ થયું છે. ચાલ, નાનક ! સંસારનો ત્યાગ કર. અંધકારમાંથી મુક્ત થા, તને હું પ્રકાશમાં લઈ જઇશ.”

નાનક અને સાધુ પુરૂષ કોઈ એકાન્ત સ્થળમાં ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ, એક ચિત્તે બેઠા. નાનક તે દિવસથી સંસારી મટી સાધુ થયા. તેમના જીવનનું કાર્ય–ધર્મોપદેશ–કરવાનો તેમણે સંકલ્પ કર્યો.

નાનક ત્રણ દિવસ સુધી દેખાયા નહિ એટલે લોકોએ ધાર્યું કે નાનક નદીમાં ડૂબી મૂઆ.

નાનકે ચોથે દિવસે ગામના બહાર આંબાવાડીઓમાં આસન વાળ્યું. નાનક ભગવા વેશે, આંબાવાડીઓ શોભાવી રહ્યા. પ્રભુકૃપા એમના પર પ્રકાશી રહી હતી.

નાનકે પોતાનો ઉપદેશ શરૂ કર્યો.

હિન્દુ અને મુસલમાન સરખા છે, તેઓ એક પિતાના પુત્રો છે અને તેથી તેઓ ભાઇઓ છે. ખુદા, પ્રભુ કે ઇશ્વર એમાં કંઈ ફેર નથી, એ બધા એકજ છે; એવો નાનકનો ઉપદેશ, હિંદુ અને મુસલમાન બન્ને ઝીલવા લાગ્યા.

કાજીઓ અને ધર્માંધ મુસલમાનોએ નવાબના કાન ભર્યા. તેઓએ કહ્યું, "નાનક હિન્દુ-મુસલમાનોને એકસરખા ગણુતો હોવાનું જણાવે છે, પરંતુ એ વાસ્તવિક નથી. તે હિંદુઓને સુધારે છે ખરો, કારણ કે તે એકજ પ્રભુ છે એમ તેને સમજાવે છે પરન્તુ મુસલમાનોને તો તેના પવિત્ર ધર્મથી ભ્રષ્ટ કરે છે માટે તેને યોગ્ય શિક્ષા થવી જોઇએ."

નવાબ સાહેબે નાનકને પોતાની સમક્ષ બોલાવ્યો. નાનક પ્રથમ તો નવાબ પાસે આવ્યા નહિ પણ પાછળથી તેઓ બીજે તેડે આવ્યા.

નાનક નવાબની કચેરીમાં આવી નવાબને કુરનસ બજાવ્યા વિના ઉભા રહ્યા. નવાબ ક્રોધે ભરાયા અને બોલ્યા, "નાનક, મેં પ્રથમ મોકલેલ દૂત સાથે કેમ આવ્યો નહિ?"

નાનક—" નવાબ સાહેબ, હું હવે આપનો નોકર રહ્યો નથી પણ માત્ર ખુદાનો જ નોકર થયો છું. હું હવે આપને નહિ પણ એક માલેક ખુદાને જ બંદગી કરીશ."

નવાબ—" તું શું એકજ ઇશ્વરને માને છે કે હિન્દુઓ પેઠે અનેક દેવને ?"

નાનક—" હું એકજ ઇશ્વરને પૂજું છું, જે સર્વ વ્યાપી છે, સર્વ શક્તિમાન છે અને જે સ્વયંભૂ-પોતાની મેળે ઉત્પન્ન થયેલા છે."

નવાબ—" ત્યારે તો તારો અને મારો ઇશ્વર એકજ ગણાય. જો એમજ તું માનતો હો તો ચાલ મારી સાથે મસીદમાં અને મારી સાથે નમાજ પઢ."

નાનક અને નવાબ મસીદમાં નમાજ પઢવા ગયા. હિન્દુઓએ ધાર્યું કે નાનક મુસલમાન થયો છે અને મુસલમાનોએ ધાર્યું કે નાનક ભ્રષ્ટ મટી-કાફર મટી-હવે પાક થશે.

નમાજ પઢવાનો સમય થયો. કાજીજી મોટા અવાજે બંદગી કરવા લાગ્યા અને અન્ય સર્વ રિવાજ પ્રમાણે માથું નમાવી નમાજ પઢવા લાગ્યા. માત્ર નાનકજ માથું નમાવ્યા વિના અકડ ને અકડ ઉભા જ રહ્યા.

બંદગી પુરી થઈ. નાનકને નમાજ પઢતો ન જોવાથી નવાબ અત્યંત ગુસ્સે થઇ નાનક તરફ જોઇ બોલ્યા-"અલ્યા

નાનક, તું પાકો ઢોંગી છે, જુઠો છે અને પાખંડી છે. સૌએ તો માથું નમાવી બંદગી કરી, પણ તું તો બાવળના ઠુંઠા પેઠે અક્કડ ઉભો જ રહ્યો. તું હિન્દુ અને મુસલમાન બન્નેને તારા ઉપદેશથી ઉંધે માર્ગે દોરે છે. તને ખરેખર શિક્ષા થવી જોઇએ."

પાસે કાજી ઉભા હતા તે પણ ભભકી ઉઠયા, "નાનક તમે હિન્દુ અને મુસલમાનના પ્રભુ એકજ છે એમ કહો છો ખરા, પણ અંતઃકરણથી તમે પોતેજ તે માનતા હો તેમ જણાતું નથી. જો ખરેખર તમે તેમ માનતા હો તો જરૂર અમારી સાથે બંદગી કરત."

નાનકે નવાબ તથા કાજીનાં વચનો શાન્તિથી સાંભળ્યા અને પછી ગંભીર વાણીથી બોલ્યા. "નવાબ! જે પુરૂષ એક ચિત્તે અંતઃકરણપૂર્વક ખુદાની બંદગી કરે છે, તેનીજ સાથે હું બંદગી કરૂં છું. પરંતુ જે મનુષ્ય પ્રાર્થના કરવાનો માત્ર દેખાવ કરે છે પણ જેનું ચિત્ત અન્ય સ્થળે ભટકતું હોય તેની સાથે હું પ્રાર્થના કરી શકતો નથી. બેશક, આપનું માથું જમીનને અડતું હતું, પણ આપનું મન તો કંદહારમાં ઘોડાં ખરીદવા ગયું હતું અને કાજી સાહેબ પણ, અલબત્ત, રિવાજ પ્રમાણે નમાજ પઢતા હતા પણ એમનું ચિત્ત નમાજમાં ન હતું. તેઓ તો એમને ત્યાં પરમ દિવસે વીઆએલ ઘોડીની સ્થિતિ કેવી હશે, અને વછેરો કદાચ કૂદીને પાસેના કુવામાં તો નહિ પડે, તેના વિચારમાં હતા. મેં એટલાજ માટે તમારી સાથે પ્રાર્થના કરી ન હતી.

નવાબ અને કાજી બંધે કહેવાયેલી હકીકત સાચી હતી એટલે તેઓ આશ્ચર્યચકિત થયા. તેઓ નાનક પાસે શિર ઝુકાવી નાનક ગુરૂની આજ્ઞાની રાહ જોતા ઉભા. નાનકે ગંભીર સ્વરે ઉપદેશ કર્યો.

"पंजा नमाजा वक्त पंज पंजा पंजे नाऊ,
पहला सत्य, हलाल दुइ तीजी खैर खुदा;
चौथी नीयत रासमन पंजवी, सिफत शना,
करनी कलमा आखके तां मुसलमान सदा
नानक तेजी कूडीयाह कूडी कूडे पा ॥

"પ્રથમ સત્ય બોલવું, બીજું ધર્મને રસ્તે નિર્વાહ કરવો, ત્રીજું ખુદા ખાતર ગરીબોને દાન આપવું, ચોથું દાનત સાફ રાખવી, અને પાંચમું પ્રભુનાં ગુણનું કીર્તન કરવું. આ પાંચ કર્મો પાંચ નમાજ બરાબર છે. સદ્‌વર્તન રાખવું એ જ કલમા છે. આ પ્રમાણે વર્તનારને જ મુસલમાન કહી શકાય, બાકી બધા તો માત્ર આડંબરી છે."

નવાબ ગુરૂ નાનકનો ઉપદેશ સાંભળી તેમના અનુયાયી થયા. ગુરૂજીનો આ પ્રથમ વિજય !

ગુરૂ નાનકે હવે સ્વસ્થાન છોડી પ્રવાસે જવા વિચાર કર્યો. તેઓએ, તેમના એક મુસલમાન ભક્ત મર્દાના સાથે હરદ્વાર તરફ પ્રયાણ કર્યું. હરદ્વારની યાત્રા કરી તેઓ દીલ્હી શહેરમાં આવ્યા. દીલ્હીમાં સિકંદર લોદી રાજ્યાસને હતો. એ બાદશાહે એવો હુકમ કાઢયો હતો કે શહેરમાં

કોઇ પણ સાધુ, સંન્યાસી કે ફકીર નજરે પડે કે તુરત જ તેને કેદમાં પુરી દેવો. એમ કરવામાં એની મતલબ એ હતી કે જૂઠ, ઢોંગી, અને આડંબરી સાધુઓ શહેરમાંથી દૂર થાય અને સાચા મહાત્માની ખરી કિંમત થાય.

ગુરૂ નાનક અને મર્દાનાને તુરંગના નિયમ પ્રમાણે એક ઘંટી અને મણ મણ દાણા દળવા માટે પુરા પાડવામાં આવ્યાં. મર્દાના ગભરાયો અને ગુરૂજી પાસે જઇ બોલ્યો, "ગુરૂજી, આ તો અસહ્ય દુઃખ ! મણ દાણા તો શી રીતે દળવો. આ સ્થળેથી તે કયારે મુકત થશું."

નાનક–"ભાઈ, તને હજી પ્રભુની શકિતના મહિમાનો પરિચય થતો જણાતો નથી. પ્રભુ, તેના ભકતોને શિર દુઃખ આવવા દેતા નથી. તું જા, નચિન્ત રહે, અને જેલના સઘળા કેદીઓને કહી દે કોઇએ ઘંટી ફેરવવી નહીં, પણ નિરાંતે ઉંઘવું."

મર્દાના વિચાર કરતો કરતો ગયો અને સૌને ગુરૂ નાનકની ઈચ્છા જણાવી.

સૌ શાન્તિથી સૂતા. થોડી વારમાં સઘળી ઘંટીઓ ફરવા લાગી. દાણા તેમાં પડવા લાગ્યા અને લોટ તૈયાર થવા લાગ્યો. પ્રભુની ઈચ્છાથી અશકય પણ શકય થઈ જાય છે, એ જ પ્રભુનો મહિમા છે.

જેલરને આ અદ્ભૂત ચમત્કારની ખબર પડી. તે તરત જ બાદશાહ સિકંદર પાસે ગયો અને સર્વ હકીકત સિકંદરને જણાવી.

સિકંદર જાતે જ જેલમાં આવ્યો, અને ખુદ પોતાની આંખેજ આ અશકય અને અકલ્પ્ય દૃષ્ય જોયું.

બાદશાહે નાનકની માફી માગી અને ઉપદેશ કરવા નાનકને વિનંતિ કરી. નાનકના ઉપદેશથી બાદશાહ સંતુષ્ટ થયો. અને નાનકની ઇચ્છાનુસાર, સર્વ બંદીવાનોને તેણે બંદીખાનામાંથી મુકત કર્યા અને ફરીથી સાધુ ફકીરને કેદ ન કરવા પ્રતિજ્ઞા લીધી.

બાદશાહે નાનકને ઘણી ભેટો લેવા આગ્રહ કર્યો, પરન્તુ તેઓ તેનો અસ્વીકાર કરી પોતાના સ્થાન તરફ રવાના થઇ ગયા.

દિલ્હીથી નાનક ઢાકા પ્રાન્તમાં ગયા. તે સમયે ઢાકા પ્રાન્ત જાદુવિદ્યામાં પ્રખ્યાત હતો. ત્યાંના અનેક જાદુગરો નાનકની પાસે પોતાની જાદુવિદ્યા અજમાવવા આવ્યા, પણ ગુરૂ નાનક પાસે તેમનું કશું ચાલ્યું નહિ. છેવટે તેઓનું અભિમાન તૂટયું. તેઓએ ગુરૂજીને પુછયું "આપની પાસે એવી તે કઈ વિદ્યા છે કે જેની આગળ અમારા તંત્ર, મંત્ર, જંત્રનું કશું ચાલી જ શકતું નથી. એ મંત્ર અમને કહો. અમે એ મંત્રની જ ઉપાસના કરીએ. ગુરૂ નાનકે જવાબ દીધો "એક એવો મહામંત્ર છે કે જેની પાસે તમામ મંત્રો, તંત્રો, જંત્રો નિર્બળ થઇ જાય છે. એ મંત્ર તે " ॐ सत्यनाम " છે. એ મંત્ર સર્વ શ્રેષ્ઠ છે. એ મંત્રથી પરમ પ્રભુ પરમાત્માને પામી શકાય છે. જંત્ર, મંત્ર, તંત્રથી આ દુનિયાની સિદ્ધિઓ મેળવી શકાય પણ

મંત્રથી તો પ્રભુ પોતે જ જે સર્વ સુખ અને સિદ્ધિનું મૂળ છે તે મેળવી શકાય છે.

જાદુગરોએ જાદુ છોડી 'सत्यनाम' નો ઉપદેશ લીધો. અને ગુરૂ નાનકની જય પોકારી.

ગુરૂ નાનકે ભારતવર્ષની યાત્રા એકથી વધારે વખત કરી હતી. યાત્રામાં તેઓ હજારો મનુષ્યોને ઉપદેશ આપતા અને અનેકને સન્માર્ગે ચડાવતા. તેઓ હિન્દના લગભગ સર્વ પ્રખ્યાત અને પવિત્ર સ્થળોએ ફરેલા. ગુરૂ નાનકનાં પવિત્ર પગલાં પુરાણપુણ્ય ગિરનાર પર પણ થયેલાં. એ સમયે જુનાગઢનો નવાબ ફૈજબક્ષ ઘણો આસ્તિક હતો. તે ગુરૂના દર્શને આવેલ અને ગુરૂપાસેથી ગુરૂની પાદુકા માગેલી. કિલ્લાની પાસેની એક ધર્મશાળામાં એ પાદુકાના અત્યારે પણ દર્શન થાય છે.

વેરાવળ, પ્રભાસ પાટણ, સોમનાથ પાટણ, પોરબંદર દ્વારિકાની ભૂમિ ઉપર ગુરૂ નાનકે તેમના પવિત્ર પગલાં પથરાવેલ. કચ્છને પણ એ ભાગ્ય પ્રાપ્ત થયેલું.

ગુરૂ નાનક તથા તેમના શિષ્ય મર્દાનાએ એક વાર મક્કાની હજ કરવા નિશ્ચય કર્યો. નાનકને મન તો કાશીની યાત્રા અને મક્કાની હજ બધું સરખું જ હતું. લાંબી મુસાફરી કર્યા પછી ઘણે દિવસે ગુરૂશિષ્ય મક્કામાં આવ્યા.

રાત્રી પડી ગઇ હતી. એટલે તેઓ મસજીદના ચોગાન-

માં સૂતા. બનાવ એવો બન્યો કે ઉંઘમાં ગુરૂ નાનક-ના પગ કાબા તરફ થઈ ગયા.

સવારમાં ઝાડુ કાઢનાર આવ્યો અને તે ગુરૂ નાનકના પગ કાબા તરફ જોઈને મોટેથી બોલ્યો "અરે મુસાફર, તું કોણ છે? ખુદાના ઘર કાબા તરફ પગ રાખીને કેમ સૂતો છે?"

નાનકે શાન્તિ અને મધુરતાથી જવાબ આપ્યો "ભાઈ, અમે અજાણ્યા મુસાંફર છીએ, તેથી અહીં સૂતા હતા અને ભૂલથી ઉંઘમાં મારા પગ કાબા તરફ ગયા હશે. પરન્તુ ભાઈ! જે તરફ કાબા ન હોય તે તરફ મારા પગ જરા ફેરવીને મૂકોને!"

ત્યાં એકઠા થએલા ધર્મચુસ્ત મુસલમાનોમાંના એકને ક્રોધ ચડયો અને તેણે નાનકના પગ પકડીને ચકરડી મારી ચમત્કાર એ થયો કે જે તરફ ગુરૂ નાનકના પગ ફેરવવા-માં આવ્યા તે તરફ તે પગની સામે જ કાબાનો પવિત્ર પત્થર ફરતો જોવામાં આવ્યો. આથી લોકો અતિ આશ્ચર્ય પામ્યા.

આ વાત મક્કામાં વાયુ વેગે પ્રસરી. ગામના લોકો એકઠા થઈ ગયા. કાજી રૂકનુદ્દિન તથા મૌલવી અબદુલ રહેમાન પણ આવી પહોંચ્યા. તેઓએ ગુરૂને પૂછયું, "સાંઈ બાવા આપ કોણ છો?"

નાનક—"હું મનુષ્ય છું."

કાજી—આપ મનુષ્ય છો એ તો અમે જાણીએ છીએ. પણ મારો પ્રશ્ન એવો છે કે આપ હિન્દુ છો કે મુસલમાન?

નાનક—હું હિન્દુ નથી તેમ મુસલમાન પણ નથી. આ પંચ તત્વના પુતળામાં હિન્દુ કે મુસલમાનપણાનું અભિમાન એ ભૂલ છે. કેટલાક યજ્ઞોપવિત અને શિખા ધારણ કરી પોતાને હિન્દુ માને છે તો કેટલાક દાઢી રંખાવીને કે સુન્નત કરાવીને પોતાને મુસલમાન તરીકે ઓળખાવે છે. પરન્તુ પ્રભુએ તેવો ભેદ કદીએ પાડેલો નથી. એ ભેદ મનુષ્યોએ પાડેલા છે અને તે જૂઠા છે."

કાજી—"તમારી એ બધી વાત જવા દો અને કહો કે તમે કઈ જ્ઞાતિના છો?"

નાનક—હું તો માત્ર એક ઈશ્વરનો બંદો (સેવક) છું. હું હિન્દુઓના જૂઠાણામાંથી અને મુસલમાનોના ધર્માંધપણામાંથી બચવા માટે પ્રભુની પ્રાર્થના કરૂં છું. હિન્દુઓ બહારથી નાહી ધોઈ સ્વચ્છ થઈ પૂજા કરવા બેસે છે, પરન્તુ અંતરમાં તો તે વખતે કામ ક્રોધ લોભ વગેરે મલિન વાસનાઓ રમતી હોય છે. મુસલમાનો મોટી બાંગ પોકારી ધારે છે કે અમે જ ખરા આસ્તિક છીએ. મને તે બન્ને માર્ગ ખોટા લાગે છે. મારો માર્ગ નિરાળો છે અને તે એક જ પ્રભુને નેકીથી ભજવાનો છે. તેથી જ હું હિન્દુ પણ નથી અને મુસલમાન પણ નથી. હું એક મનુષ્ય છું."

કાજી અને મૌલવી નિરૂત્તર થયા અને રસ્તે પડયા.

મક્કા શરીફમાં કેટલાક દિવસ રહ્યા પછી ગુરૂ નાનક અને મર્દાના મદીના થઈ બગદાદ પહોંચ્યા. બગદાદ એ સમયમાં ખલીફાની રાજધાનીનું શહેર હતું. તે સમયનો ખલીફા ઘણો જ અત્યાચારી હતો અને પ્રજા ઉપર જુલ્મ કરી તેણે ઘણો પૈસો એકઠો કર્યો હતો.

ગુરૂ નાનકને આ વાતની ખબર પડવાથી તેને સન્મર્ગે દોરવા, ઉપદેશ આપવા ગુરૂએ વિચાર કર્યો. ગુરૂ નાનકના આગમન સમાચાર જાણી ખલીફ તેમને મળવા આવ્યો.

ખલીફે, ગુરૂ નાનકને નમન કર્યા પછી, ગુરૂ નાનકે એક કાંકરાનો મોટો ઢગલો કરી રાખ્યો હતો તે તરફ જોઈ પૂછ્યું–"હજરત, આ કાંકરા શા માટે એકઠા કરેલા છે?"

નાનક–" આપની પાસે એ અનામત મૂકવાના છે."

ખલીફે હસતાં હસતાં પૂછ્યું–" એ થાપણ આપ પાછી ક્યારે લઈ જશો?"

નાનક–" પાછી લેવાની ઈચ્છા બહુ વહેલી થાય તેમ નથી."

ખલીફ–" તો પણ."

ગુરૂ–" કયામતને દિવસે–ન્યાયને દિવસે. હું પણ એ દિવસે ત્યાં જ હોઇશ. આપ એ સમયે મારી થાપણને સાથે લાવજો."

ખલીફ–" અરે બાબા! હું તે કંઇ એ મારી સાથે લઇ જઇ શકું તેમ છે! એ તો અહીં જ રહેશે."

નાનક–“ નહિ, ખલીફ! તમે પ્રજાને દુઃખ દઈ જે આટલું બધું દ્રવ્ય એકઠું કર્યું છે તે ત્યાં લાવો તેની સાથે મારી આટલી થાપણુ પણુ લાવી શકશો.”

ગુરૂ નાનકના માર્મિક વચનથી ખલીફની આંખ ઉઘડી. દ્રવ્ય એકઠું કરવાના તેના નિર્દય કૃત્યની તેની નિષ્ફળતા જોઈ. બગદાદના દરવાજા બહાર ગરીબોને એકઠા કરી પોતાનું તમામ દ્રવ્ય ખલીફે ફેંકી દીધું. ખલીફ ગુરૂ નાનકનો શિષ્ય થયો.

ગુરૂ નાનક પ્રવાસમાંથી આવ્યા પછી કર્તાપૂર નામના ગામમાં પોતાના વૃદ્ધાવસ્થાના દિવસો ગાળવા લાગ્યા. પોતાનો અવસાન સમીપ આવતાં તેમણે ગાદી પર કોઈ યોગ્ય પુરૂષને નિયુક્ત કરવા વિચાર કર્યો. તેમના પુત્રને ગાદી ન આપવી એવો તેમનો દૃઢ નિશ્ચય હતો, એટલે શિષ્ય વર્ગમાંથી કોઈને પસંદ કરવા તેણે શિષ્યોની યોગ્યતા માટે ધીરે ધીરે પરીક્ષા કરવા માંડી.

એ પરીક્ષામાં તેનો પ્રિય શિષ્ય ગુરૂભક્ત લહના જ ઉત્તીર્ણ થયો.

ગુરૂ, શિષ્યની પરીક્ષા હંમેશ આકરી કરે છે. શિષ્યની ખરી પરીક્ષા તે પુસ્તકોની પરીક્ષા નથી પરન્તુ તેના ચારિત્ર્યબળની અને ગુરૂભક્તિની છે.

ગુરૂ નાનકે લહનાની પરીક્ષા જુદા જુદા ત્રણ પ્રસંગે લીધેલી.

એક વખત ગુરૂ નાનકના બિછાના પર એક મરેલ ઉંદર પડેલો જોવામાં આવતાં ગુરૂ નાનકે પોતાના પુત્રોને તે ઉઠાવી લેવા આજ્ઞા કરી. પુત્રોએ તુરત જ નોકર માટે બૂમ પાડી અને નોકર માટે આમતેમ દોડાદોડ કરવા લાગ્યા.

લહના આ સમયે ત્યાં જ હતો. ગુરૂની આજ્ઞાની રાહ જોયા વિના, વિના સંકોચે તેણે ઉંદર ઉઠાવ્યો અને ફેંકી દીધો.

એક બીજે વખતે ગુરૂ નાનકનો પત્થરનો પ્યાલો એક કાદવવાળા ખાડામાં પડી ગયો. સૌ એક બીજાની સામું જોવા લાગ્યા, અને પ્યાલો કાદવના ખાડામાં પડી ગયો તેથી ચિંતા કરવા લાગ્યા. કેટલાક નોકરને બોલાવવા દોડયા, તો કેટલાક આમતેમ આંટા મારવા લાગ્યા. કોઇ કાદવના ખાડામાં પડી પ્યાલો કાઢવા આગળ આવ્યું નહિ.

લહનાએ ઘડીવાર આ બધું જોયું, અને પછી કપડાં પણ ઉતાર્યાં વિના ખાડામાં ઝંપલાવ્યું. ખાડાને તળીએથી પ્યાલાને કાઢી તેણે ગુરૂ ચરણે મૂકયો.

એક સમયે જરા વધારે મુશ્કેલી પ્રસંગ ઉપસ્થિત કરી ગુરૂએ શિષ્ય લહનાની કસોટી કરવા ઠરાવ કર્યો. તેઓ પોતાના શિષ્યો સાથે એક વાર નદી તરફ ફરવા નીકળ્યા. રસ્તામાં એક મરેલું પ્રાણી જોવામાં આવતાં ગુરૂજીએ કહ્યું, "તમારામાંથી આને કોઈ ખાઇ શકે તેમ છે?"

ગુરૂ નાનકના આ પ્રશ્નથી સૌ સ્તબ્ધ થઇ ગયા. કેટલાક તો અંદર અંદર ગણગણવા લાગ્યા કે "ગુરૂજી હવે વૃદ્ધ થયા છે એટલે એમની મતિ ભ્રષ્ટ થઈ છે."

કોઈ પણ શિષ્ય ગુરૂની ઇચ્છા ઉઠાવવા આગળ આવ્યો નહિ. ગુરૂજીએ પુનઃ એ જ પ્રશ્ન કર્યો પણ સૌ નિરૂત્તર જ રહ્યા.

લહનાનું અંતર ગુરૂઇચ્છા ઉઠાવવા તત્પર જ હતું, એટલામાં ગુરૂજીએ લહના તરફ દ્રષ્ટિ કરી, અને લહનાએ તુરત જ મૃત શરીરનું માંસ ઉપાડયું. લહના, જેવા એ માંસને મોંમાં મૂકવા જાય છે કે તુરત જ એ માંસ, માંસ ન રહેતાં એક સુંદર મિઠાઇ રૂપે દેખાયું. લહન અને બીજા શિષ્યોએ મિઠાઇ ખાધી. એ મિઠાઇ અતિશય મિષ્ટ હતી. ગુરૂકૃપા શિષ્યભક્તિના અનુભવ સર્વ શિષ્યોએ કર્યો.

ગુરૂજીએ લહનાને જ ગાદીએ બેસારવા નિશ્ચય કર્યો.

ગુરૂ નાનક સંવત ૧૫૪૫ ઈ. સ. ૧૪૦૯ ના આશ્વિન માસમાં વિદેહ થયા.

ગુરૂ નાનકના શિષ્ય મંડળમાં હિન્દુ અને મુસલમાનો બન્ને હતા. તેઓ વચ્ચે નાનકના મૃત દેહ સંબંધે તકરાર ઉઠી. હિન્દુઓનો આગ્રહ શબને બાળવા હતો અને મુસલમાનો દાટવાનું કહેતા હતા. વાત વધી પડત અને તલવારો નીકળત, પરન્તુ એટલામાં કોઇ એક પ્રતાપી વૃદ્ધ પુરૂષે કહ્યું "ગુરૂ સાહેબના દેહ ઉપરનું કફન ઉપાડીને એક વાર એમના દર્શન તો કરો. પછી દહન દફનનો વિચાર કરજો."

સૌએ કફન ઉપાડયું; તો નાનકના દેહને સ્થળે ગુલાબનાં સુંદર સુવાસિત ફૂલોનો એક મોટો ઢગ હતો. સૌને પોતાની ભૂલ સમજાઈ, અને તે માટે સૌ પશ્ચાતાપ કરવા લાગ્યા. સૌ ફૂલોને પગે લાગ્યા અને સૌએ બંદગી કરી.

હિન્દુઓએ અરધાં ફુલોને અગ્નિ સંસ્કાર કર્યો, અને એ બાકીના મુસલમાનોએ અરધાં ફૂલોને ભૂમિમાં પધરાવ્યાં.

# મહાત્મા કબીર.

---

" સાચ બરાબર તપ નહિ, જૂઠ બરાબર પાપ,
જાકે હિરદે સાચ હય, તાકે હિરદે આપ.
હિન્દુ કહત હે રામ હમારા, મુસલમાન રહમાના,
આપસમેં બેઉ લડે મરત હે, દુબિધામેં લપટાના. "

મહાત્મા કબીર ઉત્તર હિંદમાં થઇ ગયા. કબીર કયા ગામમાં, કોને ત્યાં જન્મ્યા હતા તે હજી ચોકકસ થઈ શકયું નથી. તેના જન્મ સંબંધે એક દંતકથા નીચે પ્રમાણે છે.

એક વાર એક વિધવા બ્રાહ્મણી તેના પિતા સાથે યાત્રાએ નીકળી. રસ્તામાં કાશીમાં તેઓ રામાનંદ નામના કોઇ સાધુના દર્શન માટે તેના આશ્રમે ગયાં. રામાનંદ સ્વામી વિધવાનો ભક્તિભાવ જોઇ તેના ઉપર પ્રસન્ન થયા, અને પુત્રવતી ભવ એવો તેને આશીર્વાદ આપ્યો. બ્રાહ્મણી વિધવા હતી, તેથી રામાનંદ સ્વામીનો આશીર્વાદ સાંભળી તેના પિતાએ સ્વામીજીને પૂછયું " મહારાજ, આપે મારી પુત્રીને પુત્રવતી ભવ એવો આશીર્વાદ આપ્યો પરંતુ એ તો વિધવા છે ! "

સ્વામીજીએ ઉત્તર આપ્યો " મારૂં વચન અફળ જશે નહિ, પરંતુ હું એટલું કહું છું કે તારી પુત્રીને બાળકનો જન્મ, હાથથી થશે. "

પિતા અને પુત્રી સ્વામી પાસેથી ગયાં.

સમય જતાં એક સુંદર બાળકનો જન્મ થયો. બ્રાહ્મણીએ એ બાળકને કાશીના લહર તળાવમાં એક કમળ પર સૂવાડયું.

કાશીના વણકરો નિરૂ અને નીમા તે જ દિવસે લહર તળાવમાં સુતર ધોવા આવેલા, તેમણે આ સુંદર અને તેજસ્વી બાળક જોયું. તેમને સંતતિ ન હતી એટલે આ બાળક ખુદાએ તેમને આપ્યું એમ ગણી નિરૂએ નીમાને તે બાળક ઘેર લઇ જવા કહ્યું. પ્રથમ નીમાએ ના પાડી પરંતુ પાછળથી તેઓ બાળકને ઘેર લઇ ગયા અને તેને ઉછેરવા લાગ્યા.

નીરૂ અને નીમા મુસલમાન હતાં. મુસલમાની રીત પ્રમાણે આ બાળકનું નામ પાડવા તેઓએ કાજીને બોલાવ્યા. મુસલમાનોમાં એવો રિવાજ છે કે કુરાન ઉઘાડતાં જે નામ કાજીની નજરે પડે તે નામ બાળકનું રખાય.

કાજીએ કુરાને શરીફ ઉઘાડયું અને જોયું તો તેમાં કબીર, અકબર, કબ્રા, કબ્રીયા, એવાં ખુદાનાં નામો દેખાયાં. આવાં પ્રભુનાં પવિત્ર નામો એક સામાન્ય વણકરના પુત્ર માટે આવ્યાં તે જોઇ કાજી મુંઝાયા અને વિચારમાં પડયા.

આ વાત ગામમાં ફેલાઇ. બીજા ચાર પાંચ કાજીઓ પણ ત્યાં આવી પહોંચ્યા. દરેકે પોતાનું કુરાન ઉઘાડયું તો તે દરેકના પાનામાં એજ નામો આવ્યાં.

આથી કાજીઓ બહુ આશ્ચર્ય પામ્યા અને ગુસ્સે પણ થયા. તેઓએ એકમતે કહ્યું કે–"વણકરના છોકરાનાં આવાં નામો આવી જ શકે નહિ. આ બાલક કોઇ શેતાન છે."

કાજીઓએ બાળકને મારી નાખવા માટે નિરૂને ફરમાન કર્યું.

નિરૂ બાળકને મારી નાંખવા ઘરમાં લઈ ગયો; અને જેવો તે તેને મારી નાખવા જાય છે તેવામાં બાળક ગંભીર સ્વરે બોલ્યું–"હું નહિ જણાયેલ ગુપ્ત સ્થળેથી આવ્યો છું. હું કોણ છું તે કોઈ જાણતું નથી. મેં કોઇ સ્ત્રીને પેટે જન્મ લીધો નથી. મારૂં રહેઠાણ કાશીની પાસે એક સ્થળ હતું, ત્યાંથી આ વણકર મને અહીં લાવેલ છે. હું આ પૃથ્વી ઉપર ઉપદેશ કરવા આવ્યો છું."

બાળકના આ શબ્દો સાંભળી સૌ આશ્ચર્યચકિત થયા. કાજીની બુરી નેમ બર આવી નહિ; તેઓ નિરાશ થઈ ચાલ્યા ગયા.

બાળકનું નામ કબીર રાખવામાં આવ્યું. બાળપણથી જ કબીર "રામ રામ" અને "હરિ હરિ" બોલતા. આથી તેના મુસલમાન ગોઠીયાઓ તેનાપર ગુસ્સે થતા, અને મુસલમાનો તેને કાફર કહેતા.

એક વાર મુસલમાનોએ કબીરને કાફર કહ્યો. કબીરે જવાબ આપ્યો કે—

"અલ્લા કાટ બિસ્મીલ્ કરે, વોહ કાફર બે બુઝ.
ઔરનકો કાફર કહે, અપના કુફરન સુઝ."

સાર—બીજાને દુઃખ દે, જૂઠું બોલે, દારૂ પીવે, ન ખાવાની વસ્તુ ખાય, ઠગાઈ કરે અને હલકું કામ કરે તેજ ખરો કાફર છે. જે પ્રભુનું નામ લે છે તે કાફર નથી.

મુસલમાનોનાં મોં બંધ થઇ ગયાં.

એક દિવસ કબીર કપાળે તિલક કરી, ગળામાં જનોઇ નાખી "નારાયણ નારાયણ" એમ બોલતા નિકળ્યા. મુસલમાન વણકરનો છોકરો બ્રાહ્મણનો વેશ ધારણ કરી "નારાયણ નારાયણ" બોલે તે બ્રાહ્મણોથી સહી શકાયું નહિ, અને તેઓ અત્યંત ગુસ્સે થયા.

તેમણે કબીરને કહ્યું-'કબીર ! તું તો મુસલમાન છો અને બ્રાહ્મણ બની કેમ ફરે છે ? અમારા પ્રભુ નારાયણ અને જે વિષ્ણુનું નામ તારાથી લઈ જ કેમ શકાય ?"

કબીર-"આ મારો ધર્મ છે. મારી જીભમાં વિષ્ણુ છે, કાનમાં નારાયણ છે અને ગોવિન્દ મારા હૃદયમાં વસે છે. તમો પાપ કરો છો, પણ મૃત્યુ પછી પ્રભુને શું જવાબ આપશો એ તો કહો ? તમે કાશીના બ્રાહ્મણ છો, અને હું તો એક મુસલમાન વણકર છું, પણ મારૂં કહેવું તમે સાંભળો. તમે હમેશ પૈસા માટે રાજાઓની ખુશામત કરો છો, પણ હું માત્ર એક પ્રભુની જ ખુશામત કરૂં છું, અને એનું જ ધ્યાન ધરૂં છું."

કબીરનો ઉત્તર સાંભળી બ્રાહ્મણો નિરૂત્તર થયા. કબી-રને ગુરૂ ન હતો તેથી સૌ તેને નિગુરો કહી પજવતા. કબીરે આ અપવાદ દૂર કરવા નિશ્ચય કર્યો.

તેણે રામાનંદ સ્વામીનો શિષ્ય થવા વિચાર કર્યો, પણ મુસલમાન ધારી સ્વામી તેને શિષ્ય નહિ કરે એમ લાગવાથી તેણે એક યુક્તિ શોધી કાઢી.

રામાનંદ સ્વામી હમેશ પ્રાતઃકાળે સ્નાન કરવા ગંગા તીરે જતા. કબીરે મનમાં વિચાર કર્યો કે—" જો હું ગંગા ઘાટપર સ્વામિના માર્ગમાં સુઉં અને અચાનક તેમનો પગ મારા માથા પર પડી જાય અને દયાને લીધે તેમના મુખ-માંથી જે શબ્દ નીકળે તે મંત્ર તરીકે હૃદયમાં ધારણ કરી સ્વામી રામાનંદનો શિષ્ય થયો છું એમ કહું."

એક સવારે કબીર ગંગાઘાટ પર જઇ સૂતા. સ્વામી રામાનંદ ન્હાવા આવ્યા. અંધારૂં હતું તેથી સ્વામીનો પગ કબીરના માથાપર પડયો, અને સ્વામીના મુખમાંથી એકા-એક "રામ રામ" શબ્દો નીકળી ગયા.

કબીરે "રામ રામ" શબ્દોને ગુરૂમંત્ર ધાર્યો અને હૃદયથી તેમણે સ્વામી રામાનંદને ગુરૂ સ્થાપ્યા, અને કહિવા લાગ્યા કે સ્વામી રામાનંદે તેને દિક્ષા આપી શિષ્ય કર્યો છે.

સ્વામી રામાનંદે મુસલમાન વણકરને દીક્ષા આપી, અને પોતાનો શિષ્ય કર્યો એ વાત શહેરમાં ફેલાઇ.

સ્વામીને કાને આ વાત આવી. સ્વામી આશ્ચર્ય પામ્યા.

સ્વામીએ કબીરને બોલાવ્યો અને પૂછ્યું–" કબીર! લોકોને તું કહે છે કે મેં તને દીક્ષા આપી છે, તો કહે, મેં તને ક્યારે દીક્ષા આપી ?"

નમ્ર ભાવે કબીરે ઉત્તર વાળ્યો–" મહારાજ ! બીજાને તો આપ કાનમાં ગુરૂમંત્ર આપો છો, આપે તો મારા માથાપર પગ મારી મને ગુરૂમંત્ર આપ્યો છે એ વાત કેમ ભૂલી જાવ છો ?"

કબીરે ગંગાઘાટ પર બનેલી સઘળી હકીકત રામાનંદ સ્વામીને કહી સંભળાવી. રામાનંદ તેના પર અત્યંત પ્રસન્ન થયા, અને કબીરને છાતી સરસો દાબી પ્રેમથી ભેટયા.

કબીર રામાનંદના એક મુખ્ય શિષ્ય થયા. કબીરની સ્ત્રીનું નામ લોઇ હતું. એમ કહેવાય છે કે તે તેની ખરેખરી સ્ત્રી ન હતી. તે તો તેની શિષ્યા હતી, અને કબીરની પ્રતે ભક્તિ કરતી હતી.

એ સ્ત્રી કબીરને ત્યાં કેવી રીતે આવી તેની હકીકત નીચે પ્રમાણે છે.

કબીર જ્યારે ૩૦ વર્ષના હતા ત્યારે ગંગા કિનારે ફરતા ફરતા તેઓ કિનારાપર આવેલ એક સાધુના ઝુંપડામાં ગયા, અને ત્યાં બેઠા. થોડી જ વારમાં એક વીશ વર્ષની બાળા ત્યાં આવી. બાળાએ કબીરને પૂછયું–" તમે કોણ છો ?" કબીરે જવાબ આપ્યો કે–" હું કબીર છું." બાળાએ પુનઃ પૂછયું–" તમારી જ્ઞાતિ કઈ અને તમારો ધર્મ કયો ?"

કબીર—"મારી જ્ઞાતિ કબીર છે અને હું કબીર ધર્મનો છું." કબીરના આ જવાબોથી બાળા વિચારમાં પડી ગઈ. એટલામાં બીજા કેટલાક સાધુઓ ત્યાં આવ્યા. બાળાએ અંદરથી દૂધ આણ્યું, અને દરેકને એક એક પડીયો ભરી આપ્યું અને અનુગ્રહ કરવા વિનતી કરી. બીજા સાધુઓએ પોતાનું દૂધ પીધું, પણ કબીરે પોતાનો પડીયો કોરે મૂક્યો.

સાધુઓએ કબીરને તેમ કરવાનું કારણ પૂછ્યું. કબીરે કહ્યું—"એક સાધુ સામે કાંઠેથી હમણા આવશે તેને માટે દૂધ રાખ્યું છે."

બાળાએ કબીરને કહ્યું—"આપ એ દૂધ લ્યો. નવા સાધુને હું બીજું દૂધ આપીશ."

થોડા જ વખતમાં પેલો સાધુ ત્યાં આવી પહોંચ્યો.

આ બનાવથી સૌ વિસ્મય પામ્યા અને લોઈનો કબીર તરફ ભક્તિભાવ વધ્યો.

સાધુઓએ લોઈને તેનો વૃતાન્ત જણાવવા કહેતાં તેણે કહ્યું—"આ ઝૂંપડામાં જે સાધુ રહેતા તેમણે મને પાળી પોષીને મોટી કરી છે. હું એક વાર જ્યારે બાળક હતી, ત્યારે આ નદીમાં એક કંડીયામાં તણાતી તણાતી આવી. સાધુને દયા આવી અને મને ઉંચકી લીધી. મને ધાબળી (લોઈ) માં વીંટાળેલી હતી. તેથી મારૂં નામ તેમણે લોઈ પાડ્યું. તેઓ દૂધ ઉપર રહેતા અને સત્પુરૂષોની સેવા કરતા. તેમના મૃત્યુ પછી હું અહીં રહું છું અને આપ જેવા સંતો અહીં આવી ચડે તો તેમનો લાભ લઉં છું."

આટલું કહ્યા પછી લોઈએ કબીરજીને કહ્યું-" મહારાજ ! મારે આપની ભક્તિ કરવી છે. માટે મને આપની સાથે લઇ જાઓ."

કબીરે તેને ઉપદેશ કર્યો અને પોતાની સાથે લીધી.

લોઈ કબીરને ઘેર આવી રહેવા લાગી એટલે સૌ લોકોને કબીરની સ્ત્રી તરીકે ઓળખવા લાગ્યા.

લોઈ કબીરની ભક્તિ બહુ સારી રીતે કરતી. કબીરની આજ્ઞા ગમે તેવી હોય પણ માથે ઉપાડતી.

એક વાર કબીર પાસે તેનો એક ભક્ત આવ્યો અને તેણે તેને કહ્યું-" મહારાજ ! આપ તો શાળ વણવાનો ધંધો કરો છો. આપને ઘેર સ્ત્રી છે અને સંસારના કામમાં ગુંથાયેલા રહો છો, ત્યારે પ્રભુભક્તિ શી રીતે કરો છો ?"

કબીરે તેને બીજે દિવસે બપોરે આવવા કહ્યું.

બીજે દિવસે બપોરે બરાબર બાર વાગે ખુલ્લા મેદાનમાં તડકામાં શાળ વણવાનું શરૂ કર્યું. થોડી વારમાં પેલો માણસ આવ્યો. કબીરે લોઇને કહ્યું-" જરા દીવાની જરૂર છે. જરા સુતરના તાંતણા જોવા છે માટે દીવો લાવ."

લોઈ કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના દીવો લાવી, અને સૂર્યના તડકામાં, દીવાથી કબીર શાળના તાંતણા જોવા લાગ્યા. થોડી વારે લોઇને કબીરે દીવો ઘરમાં લઈ જવા આજ્ઞા કરી એટલે તે દીવો લઈ ઘરમાં ગઇ.

પેલો માણુસ કંઇ જ સમજી શકયો નહિ. સાંજે પેલા માણુસે પૂછયું કે–" મહારાજ ! આપે મને બપોરે બોલાવ્યો પણ મારા પ્રશ્નનો ઉત્તર તો ન આપ્યો."

કબીરે કહ્યું–" જો લોઈ જેવી ઘરમાં આજ્ઞા પાળવા-વાળી સ્ત્રી હોય તો સંસારમાં પણ પ્રભુ ભજી શકાય."

પેલો માણુસ ચાલતો થઈ ગયો.

કબીરને કમાલ નામનો એક પુત્ર હતો અને કમાલી નામની એક પુત્રી હતી. તેઓ કબીરનાં સાચાં સંતાન ન હતાં.

એમને વિષે હકીકત એવી છે કે એક વાર શેખ તકી સાથે કબીર ગંગા કિનારે ફરતા હતા. એટલામાં શેખ તકીની નજરે એક મરેલું બાળક નદીમાં તણાતું આવ્યું. શેખ તકીએ કબીરને એ બાળકને જીવતું કરવા કહ્યું. કબીરે એ બાળકના કાનમાં " રામ " નામનો ઉચ્ચાર કર્યો અને બાળક જીવતું થયું અને મોટે અવાજે રડવા લાગ્યું.

શેખ તકી બહુ આશ્ચર્ય પામ્યા.

બાળકને કબીર ઘેર લાવ્યા અને બાળક બહુ સુંદર હતું એટલે બાળકનું નામ " કમાલ " પાડયું.

વળી એક વાર એવું બન્યું કે કબીર પાડોશીના ઘરમાં ગયા. ત્યાં તેમણે પાડોશીનાં બાળકને મરેલું જોયું. કબીરે આ બાળકને પોતાને ત્યાં લઇ જવા માગણી કરી, અને

તેને ઘેર લઇ જઇ સજીવન કરી પોતાને ત્યાં રાખ્યું. તે દીકરી હતી તેથી તેનું નામ "કમાલી" રાખ્યું.

બન્ને બાળકો કબીરનાં જ કહેવાતાં અને કબીરજી સાથે શાળ ઉપર કામ કરતાં. કબીરને તેઓ સ્વામીજી સ્વામીજી કહી બોલાવતાં.

એક દિવસ કમાલી ગામને કુવે પાણી ભરતી હતી ત્યાં એક પંડિત ત્યાંથી નીકળ્યો. પંડિતને બહુ તૃષા લાગી હતી. તેથી તેણે કમાલી પાસે પાણી માગ્યું અને કમાલીએ તે આપ્યું એટલે પીધું. પાણી પીધા પછી પંડિતજીએ કમાલીને પૂછ્યું-"બાઈ! તું કોણ છો અને જ્ઞાતે કેવી છો?"

કમાલી-"હું કબીરની પુત્રી છું, અને જાતે મુસલમાન વણકર છું."

પંડિતજી આ સાંભળીને વિચારમાં જ પડી ગયા અને "બ્રાહ્મણને વટલાવ્યો" એમ કહી ગુસ્સે થઇ બોલવા લાગ્યો.

કમાલીએ કહ્યું-"પંડિતજી! આપ મારા પિતા પાસે આવો. એ સઘળો ખુલાસો કરશે."

કમાલી અને પંડિતજી કબીર પાસે ગયાં.

કમાલી અને પંડિતજી કબીર પાસે આવ્યાં કે તરત જ કબીરજી બોલ્યા-"પંડિતજી! અભડાવું શું તે તમે જાણો છો? પાણીમાં માછલાં, કાચબા અને બીજા જના-

વરો તો સહાય રહે છે. વળી સડેલાં પાંદડાં, મરી ગયેલ જનાવરોનાં હાડકાં, અને ઘણી જાતની ગંદકી પાણીમાં જોવામાં આવે છે. આવું પાણી તો તમે હમેશ પીવો છો અને અભડાતા નથી, તો પછી કમાલી જે મનુષ્ય છે તેના સ્પર્શથી એ પાણી અપવિત્ર થાય એનું કારણ સમજાવશો ? પંડિતજી ! જે માટીના ઘડાથી તમને પાણી પાયું તેજ માટીના ઘડાથી તમે રોજ પાણી પીઓ છો, અને જે માટીના એ ઘડાઓ બને છે તે માટી તો સ્મશાનભૂમિની છે. તો તમો એવી અપવિત્ર માટીથી નથી અભડાતા, અને કમાલી જે એક મનુષ્ય છે તેનાથી કેમ અભડાઓ છો ? પંડિતજી ! બહારની ચોકખાઇને છોડી દ્યો, અને મનથી ચોકખાઇ રાખો. સાચું બોલો, સાચું કરો, વેદ ભણો અને રામનામ લ્યો. એજ ખરો માર્ગ છે."

પંડિતજીએ કબીરનો ઉપદેશ સાંભળ્યો. તે તેના શિષ્ય થયા. કબીરે કમાલીને તેની સાથે પરણાવી.

કબીર સાચું કહેવાવાળા હતા, અને ધર્મને નામે ઢોંગ કરે તેને ધિક્કારતા હતા; ખોટાં ટીલાં ટબકાં કરી પાપ કરનાર બ્રાહ્મણોના તે વિરોધી હતા; તેથી તેમના ઘણા દુશ્મન થયા.

કબીર મુસલમાન થઈ હિન્દુ ધર્મ પાળે માટે કબીર કાફર, એમ મુસલમાનો કહેતા.

હિન્દુ અને મુસલમાનોએ દિલ્હીના બાદશાહ સિકન્દર લોદીના કાન ભંભેર્યા. તેઓએ બાદશાહના મનમાં એવું

ઠસાવ્યું કે કબીર પોતાની જાતને પ્રભુ કહેવરાવે છે, અને જે માણસ પોતાને ખુદા-પ્રભુ કહેવરાવે તેને જીવથી મારી નાખવો જોઇએ, એમ મુસલમાન ધર્મમાં છે માટે તેને મારી નાખવો જોઇએ.

બાદશાહે કબીરને બોલાવ્યા.

કબીર પ્રથમ આવ્યા નહિ પણ છેવટે આવ્યા. કબીર બાદશાહને સલામ ભર્યા વિના કચેરીમાં આવી ઉભા રહ્યા. વઝીરે કબીરને કહ્યું કે-" કબીર ! બાદશાહને સલામ કેમ કરતો નથી ? "

કબીર-" સલામ માત્ર ખુદાને જ ભરૂં છું. અને બાદશાહ કંઇ ખુદા નથી. "

બાદશાહ અને બીજાઓ ગુસ્સે થઇ ગયા અને બાદશાહે કબીરને પગે લોઢાની બેડીઓ બાંધી તેને ડૂબાડી દેવા હુકમ કર્યો.

કબીરને પગે લોઢાની બેડીઓ જડી તેમને પાણીમાં નાખ્યા. પણ લોઢાની બેડી તૂટી ગઈ ને પાણીને તળીએ ગઈ અને કબીર વાઘનાં ચામડા ઉપર તરતા તરતા કિનારે આવ્યા.

કબીરના દુશ્મનોએ શાહને કહ્યું કે-" કબીર જાદુગર જણાય છે, માટે તેને જીવતો ન મૂકવો જોઇએ. "

શાહે કબીરને જીવતા સળગાવી મૂકવા હુકમ કર્યો.

કબીરને એક ઘરમાં પૂરવામાં આવ્યા અને ઘરને આગ લગાડી. ઘર બળી ગયું, પણ કબીરની કાયાને આંચ સરખી પણ ન આવી.

દુશ્મનોનો ક્રોધ વધ્યો, અને બાદશાહને સમજાવી, કબીરને ગાંડા હાથી પાસે કચરાવી નાખવાનો ઘાટ ઘડાયો.

કબીર પર ગાંડો હાથી છોડયો પણ હાથી કબીરથી દૂર ને દૂર જ રહ્યો. હાથીને કબીરની પાસે લાવવા માવત ઘણી મહેનત કરે પણ હાથી કબીરની પાસે આવે ત્યાં હાથી ચીસ પાડી નાસે. કબીર પાસે સત્યનું જાદુ હતું.

સૌ આશ્ચર્ય પામ્યા. બાદશાહ કબીરને પગે પડયો, અને કબીરને દુઃખ દીધું તે માટે તેણે માફી માગી.

કબીરે શાહને કહ્યું—“શાહ! અમે તો કાંટા ભોંકનારને પણ ગુલાબ જ આપીએ છીએ.”

કબીર એક વાર દક્ષિણમાં પ્રવાસે ગયેલા. દક્ષિણમાં બે ભાઈઓ સંત-સાધુઓની પૂજા કરતા હતા, અને યોગ્ય ગુરૂની રાહ જોતા હતા. તેઓએ સાચા સંત સાધુની પરીક્ષા માટે ફૂલીયામાં એક સૂકા ઝાડની ડાળી વાવી હતી, અને એમ ઠરાવ્યું હતું કે, જે સંતના પગ ધોયેલા પાણી

થી એ ડાળ સજીવન થાય, તેજ સાચો સંત અને તેને ગુરૂ કરવો.

કબીર ફરતા ફરતા આ ભાઇઓને ત્યાં આવ્યા. ભાઈ-ઓએ પ્રેમપૂર્વક કબીરની સેવા કરી અને પગ ધોએલું પાણી પેલી ઝાડની ડાળના કયારામાં નાંખ્યું. થોડી વારમાં ત્યાં એક સુંદર ઝાડ થઇ ગયું.

બન્ને ભાઇઓએ કબીરને પોતાના સદ્ગુરૂ માન્યા.

કબીરનું મૃત્યુ જ્યારે સમીપ આવ્યું ત્યારે કાશીમાં રહેનાર તેના ભકતોએ તેને કાશીમાં જ રહેવા બહુ આગ્રહ કર્યો. કબીરનો વિચાર કાશીની પાસેના એક મગહર નામના ગામડામાં જઇ રહેવાનો હતો.

કબીરના હિન્દુ શિષ્યોએ કહ્યું કે–" મહારાજ ! કહે-વાય છે કે કાશીમાં મૃત્યુ થાય તો સ્વર્ગ મળે અને જો મગહરમાં મૃત્યુ થાય તો ફરી ગધેડાનો અવતાર લેવો પડે. માટે આપ કાશીમાં જ રહો. "

કબીરે જવાબ આપ્યો–" મારે મન કાશી અને મગ-હર સરખાં જ છે. માણસને તેના કર્મ પ્રમાણે ફળ મળે છે. કાશીમાં મરે કે, મગહરમાં, પણ જેવાં કામ કર્યાં હશે તેવી સ્થિતિ થશે. "

કબીર મગહરમાં જઈ રહ્યા.

અવસાન સમયે કબીરના શરીરને દાટવા કે બાળવા મુસલમાન અને હિન્દુ શિષ્યો વચ્ચે ચર્ચા ઉઠી. હિન્દુઓએ કબીરના શબને હિન્દુ રીતિ પ્રમાણે બાળવા આગ્રહ બતાવ્યો, અને મુસલમાનો દાટવા માટે આગ્રહ કરવા લાગ્યા. વાત વધી પડત, પણ એટલામાં કબીર આવ્યા, અને તેમણે બે ચાદર અને થોડાંએક ફૂલો મંગાવ્યાં.

સર્વ શિષ્યોએ કબીરને બંદગી કરી. કબીરે તેમને ઉપદેશ આપ્યો, અને ઓરડી બંધ કરી ચાદર ઉપર ફૂલ પાથરી તે બીજી ચાદર ઓઢી સૂતા.

થોડી વારે એક ધડાકો થયો અને કબીર પ્રભુધામમાં ગયા.

શિષ્યોએ કોટડી ઉઘાડી જોયું તો કબીરનું શબ ક્યાંઈ ન હતું. ચાદર ઉપાડી જોયું તો માત્ર થોડાંએક ફૂલો હતાં.

મુસલમાન ભાઈઓએ અરધાં ફૂલો લઈ, તેને દાટી મગહરમાં તે પર કબર ચણી. હિન્દુ ભાઈઓએ અરધાં ફૂલો લઈ, તે બાળી તે પર કાશીમાં દેરી કરી.

આજે પણ કબીર મહાત્માની મગહરમાં કબર અને કાશીમાં દેરી જોવામાં આવે છે.

કબીરનો જન્મ ઈ. સ. ૧૪૪૦.

કબીરનું મૃત્યુ ઈ. સ. ૧૫૧૮.



# સમર્થ ગુરુ રામદાસ.

જે સમયે દિલ્હીપતિ બાદશાહ ઔરંગઝેબ હિન્દુ ધર્મ તોડી નાખી ઈસ્લામ ફેલાવવા મથી રહ્યો હતો અને જે અણીને વખતે હિન્દુધર્મના રક્ષણની ખરી જરૂર હતી તે જ સમયે દક્ષિણમાં સમર્થ ગુરુ રામદાસ થયા.

એમનો જન્મ સને ૧૬૦૮ ના એપ્રીલ માસમાં થયો હતો. એમના પિતાનું નામ સૂર્યાજીપંત હતું અને માતાનું નામ રાણુબાઇ હતું. માતપિતા અતિ પવિત્ર અને પ્રભુ-ભક્ત હતાં.

'સમર્થ'નું બચપણનું નામ 'નારાયણ' હતું.

નારાયણ ભવિષ્યમાં દેશોદ્ધારના કાર્યમાં ભાગ લેશે એવી આગાહી તો એના બચપણથી જ થઇ ચૂકી હતી. મહારાષ્ટ્રમાં કોઇ 'એકનાથ' નામના પ્રસિદ્ધ યોગી થઇ ગયા. નારાયણના માતપિતા પ્રતિવર્ષે એ યોગીનાં દર્શને જતાં. એક વાર સ્વામી એકનાથે નારાયણને ખોળામાં બેસાડી બહુ પ્રેમથી રમાડી નારાયણની માતાને કહ્યું: 'તમને ધન્ય છે, તમારી કુખને ધન્ય છે. થોડા જ વખતમાં દક્ષિણમાં એક રાજાનો ઉદય થશે અને એના દ્વારા આ નારાયણ પૃથ્વીનો ભાર ઉતારી હિન્દુ ધર્મ, ગો, બ્રાહ્મણની રક્ષા કરશે."

માતપિતા આ વાણીથી અતિ પ્રસન્ન થયાં.

બાળપણથી જ નારાયણ સાધુવૃત્તિના હતા. એમનું લક્ષ પ્રભુસ્મરણ તરફ વધારે રહેતું. એમ બન્યું કે કોઈ એક મનુષ્ય નારાયણના વડીલ બન્ધુની પાસે ગુરૂમંત્ર લેવા આવ્યો. અને તેને વડીલ ભાઈએ મંત્રદીક્ષા આપી. આ જોઈ બાલનારાયણે પણ મંત્રોપદેશની માગણી કરી. વડીલ ભાઈએ નારાયણને કહ્યું: "નારાયણ! તું હજુ બાળક છે; તને હમણા દીક્ષા ન અપાય." આથી નારાયણને ખોટું લાગ્યું અને તેઓ ઘર છોડી ચાલ્યા ગયા અને ગોદાવરીના કિનારા પર એક મંદિરમાં બેસી પ્રભુપ્રાર્થના કરવા લાગ્યા. પ્રાર્થનાથી એમના અંતરમાં એમ લાગવા માંડયું કે એને પ્રભુની કંઈક આજ્ઞા થાય છે. સ્વસ્થ ચિત્તે, એક ધ્યાને વિચાર કરતાં તેમના અંતઃકરણમાં નીચે પ્રમાણે પ્રભુની આજ્ઞા સ્ફુરી: "આખી દુનિયા મ્લેચ્છમય થઈ રહી છે, એટલે વૈરાગ્યવૃત્તિથી કૃષ્ણા તીરે રહીને ઉપાસના અને જ્ઞાનની વૃદ્ધિ કરીને દેશનો ઉદ્ધાર કર."

પ્રભુની આજ્ઞા સાંભળી નારાયણ ઘેર આવ્યા.

થોડા જ વખતમાં નારાયણના લગ્નની વાતો થવા માંડી. નારાયણ એ વાતો સાંભળી ઘણા જ ગુસ્સે થતા અને ઘણી વાર તો ઘર છોડી કયાંઈ ભરાઈ જતા. એક વાર તો લગ્નની વાત નીકળતાં નારાયણ એક ધરામાં જઇ કુદી પડયા અને તેમાં પાણી નીચે ઘણો વખત અદૃશ્ય રહ્યા. તેમના મોટા ભાઈએ ધરા પર આવી "નારાગણ, નારાયણ" એવી બૂમ મારી ત્યારે જ તેઓ ઉપર આવ્યા.

તેજ દિવસે નારાયણના વડીલ ભાઈએ માતુશ્રીને કહ્યું કે: "નારાયણનાં લગ્ન કરવાનો મમત કરશો તો કોઈ દિવસ નારાયણને જ ખોશો." પરન્તુ માતુશ્રી હજુ સુધી એ દિશામાં પ્રયત્ન કરી રહ્યાં હતાં. એક દિવસે માતુશ્રી રાણુબાઈએ નારાયણને પાસે બોલાવી કહ્યું કે: "દિકરા! તને માતાની આજ્ઞા માન્ય કે નહીં?" નારાયણે કહ્યું: "માતાની આજ્ઞા મને પ્રભુઆજ્ઞા સમાન છે. આપની જે આજ્ઞા હોય તે મને કહો. હું તેનું પાલન કરીશ." માતાએ કહ્યું: "તો પછી અન્તરપટ કરવાનો વખત આવે ત્યાં સુધી તારે લગ્નની વાતમાં આનાકાની કરવી નહિ." નારાયણે જરા વિચાર કરી કહ્યું: "સારૂ માજી, અન્તરપટ સુધી હું લગ્નની આનાકાની નહીં કરૂં." નારાયણે મનમાં વિચાર્યું કે માતાજીના શબ્દો પ્રમાણે વર્તીને બરાબર અન્તરપટ સમયે લગ્નમંડપ છોડી ચાલ્યા જઈશું.

નારાયણનાં લગ્નની ધામધુમ થવા લાગી. વર લગ્નમંડપમાં આવ્યો અને કન્યા પધરાવી; જ્યાં અન્તરપટ કરવાનો સમય થયો ત્યાં નારાયણે મંડપમાંથી ઉઠી ચાલવા માંડ્યું. કોઈ સમજી ન શક્યું કે નારાયણ ક્યાં જાય છે? ઘણાં નારાયણની પાછળ દોડ્યા, પણ નારાયણ થોડી જ ક્ષણમાં વેગથી દોડતા બહુ દૂર નીકળી ગયા. વર અને કન્યાપક્ષના માણસો અત્યંત નિરાશ થયા. કન્યાને કોઈ અન્ય વર સાથે પરણાવી. નારાયણનાં માતુશ્રી બહુ દુઃખ પામતાં પોતાને ઘેર આવ્યાં. નારાયણના વડીલ ભાઈએ માતુશ્રીને શોક ન કરવાનું સમજાવતાં કહ્યું: "માતુશ્રી! મેં આપને પ્રથમથી

જ કહ્યું હતું કે નારાયણના લગ્ન કરશો તો તે હાથથી જશે. આપણે એ ભૂલ જાતે જ કરી. હવે શોક શા કામનો!"

નારાયણનું વય આ સમયે બાર વર્ષનું હતું. તેઓ નાસી છૂટી ટાકળી નામના ગામ પાસે રહી એક નદી કિનારે ઘોર તપશ્ચર્યા કરવા લાગ્યા. સવારથી મધ્યાહ્ન સુધી નદીના જળમાં કેડ સુધી રહી જપ કરતા. બાર વર્ષ સુધી નદીના જળમાં રહેવાથી તેમનું કેડ સુધીનું અંગ ધોળું અને બહેરૂં થઇ ગયું હતું. એ લાંબા બાર વર્ષના સમય અન્તે પુનઃ દૈવી વાણી થઇ કે: "જાઓ, કૃષ્ણા તીરે જઇ રહો, અને ધર્મ અને દેશનો ઉદ્ધાર કરો."

તે દિવસથી હિન્દુધર્મની પુનર્જાગૃતિ–સ્થાપનાર્થે સમર્થ ગુરૂ રામદાસે હિન્દ સમગ્રનો પ્રવાસ આરંભ્યો. તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમણે ધર્મભાવના ફેલાવી અનેક શિષ્યોને બનાવ્યા, અને સ્થળે સ્થળે મઠો સ્થાપી તેમાં એક એક શિષ્યને મઠાધીશ કરી મૂક્યો. બાર વર્ષ તપશ્ચર્યા કરી તેમ બાર વર્ષનો પ્રવાસ કરી સ્વામી પુનઃ માતૃભૂમિ મહારાષ્ટ્રમાં આવ્યા. તેમણે ફરી એક વાર માતાનાં દર્શને જવાનો વિચાર કર્યો.

એકવીશ વર્ષ પહેલાંના નારાયણમાં અને આજના સ્વામી સમર્થમાં આસમાન જમીનનો અંતર પડી ગયો હતો. તેઓ તેમના શિષ્યો સાથે માતાના બારણા પાસે સાધુ વેશે આવી ઉભા રહ્યા અને "જય જય શ્રી રઘુવીર સમર્થ" એમ પોકારી તેમણે ભિક્ષા માગી. બારણે કોઈ

ભિક્ષુકનો અવાજ સાંભળી અંધ વૃદ્ધ માતાજીએ વડીલ ભાઇનાં વહુને આજ્ઞા કરી કે: "વહુ! સાધુને ભિક્ષા આપો."

સમર્થે બહારથી જ કહ્યું: "માજી! આજે તમારે આંગણે આવેલ સાધુ માત્ર ભિક્ષા લઇ ચાલ્યો જાય તેમ નથી."

ચોવીશ વર્ષના વિયોગે પણ પુત્રનો અવાજ માતા શી રીતે ભૂલે? માતા રાણુબાઈ સમજ્યાં કે બારણે તો પુત્ર નારાયણ જ સાધુવેશે ભિક્ષા માગી રહ્યો છે. વૃદ્ધ માતા ઉતાવળે પગલે દ્વાર પાસે આવ્યાં. "બેટા નારાયણ" કહી તેને આંસુભરી આંખે ભેટ્યાં. સાધુ નારાયણને પણ માતૃ-પ્રેમનું સ્મરણ અને માતૃદર્શન થતાં તેની આંખમાં આંસું ભરાયાં. માતાએ પુત્રનું માથું સુંઘ્યું અને તેને છાતી સરસો દાબ્યો.

નારાયણનાં માતા નારાયણના વિયોગદુઃખને લીધે રડી રડીને તેમજ અવસ્થાને લીધે અંધ થયાં હતાં. નારાયણને માતાની એ સ્થિતિથી અત્યંત લાગી આવ્યું. તેમણે માતાની સજળ આંખો પર હાથ ફેરવી "શ્રી રામચંદ્ર"નું અંતરથી સ્મરણ કરી પ્રભુ પાસે પોતાની માતાનાં નેત્રો પૂર્વે હતાં તેવાં જ થઈ જાય એવી પ્રાર્થના કરી. પ્રભુએ એ પવિત્ર, સમર્થ, માતૃપ્રેમી પુત્રની પ્રાર્થના સાંભળી અને તેની માતાને ફરી દૃષ્ટિનું સુખ આપ્યું.

નારાયણની માતાએ કહ્યું: "દીકરા ! તું તો કોઈ ભૂતને તાબે કરી લાવ્યો છે ? કોઈ પ્રેત તો તારે વશ નથી ને ?"

નારાયણે કહ્યું: "મારો ભૂત અને મારો પ્રેત એક "રામ" જ છે, અને તે તો દાસાનુદાસ છે. મારો મોટો ભૂત કે પ્રેત તો તે એક જ છે. તે એકને વશ થવાથી એ આપણને વશ થાય છે, અને એથી જ આખી દુનિયા આપણને વશ વર્તે છે."

સ્વામીજી થોડાએક કાળ માતૃગૃહે રહી માતા તથા વડીલ ભાઈની વિદાય લઈ ગોદાવરી પ્રદક્ષિણા કરવા નીકળ્યા. ત્યાંથી તેઓ ટાકળીમાં આવ્યા અને ત્યાંથી ચાફળ જઈ રહ્યા.

આ સમયે મહારાજ શિવાજીની સત્તા મહારાષ્ટ્રમાં ફેલાવા લાગી હતી. તેમણે રાયગઢ પોતાને તાબે કર્યો હતો. અને પ્રતાપગઢમાં કીલ્લો બાંધી જગદમ્બા દેવીની ત્યાં સ્થાપના કરી હતી. પુનાથી માંડી નાસિક–કરવીર સુધી શિવાજીની સત્તા જામી રહી હતી.

જે સમયે સમર્થ ચાફળમાં રહી ધર્મસ્થાપના અને ઉપદેશ કરી રહ્યા હતા અને જે સમયે મહારાષ્ટ્રમાં એક જાતનું નવું ચેતન આવ્યું હતું, તે સમયે શિવાજીને મહારાજનો યોગ થયો.

મહારાજ શિવાજી એક સમયે રાયગઢથી નીકળી મરાડ ગયા, અને ત્યાંના એક રાજ્યાધિકારીને ત્યાં રાત્રે થતા કથા

કીર્તનમાં ગયા. કથામાં એક સ્થળે એમના સાંભળવામાં એવું આવ્યું કે: "સદ્ગુરૂ વિના કદી સાચો માર્ગ મળતો નથી; પ્રત્યેક મનુષ્યે કલ્યાણ માટે સદ્ગુરૂ મેળવવો જ જોઇએ." શિવાજીના હૃદયમાં આ વાત આરોપાર ઉતરી ગઇ અને તે દિવસથી તેઓ કોઈ સદ્ગુરૂની શોધ કરવા લાગ્યા. એક વાર સમર્થ ગુરૂ રામદાસની કીર્તિ તેમના કાન પર અથડાઇ, અને તેમનેજ તેમણે ગુરૂપદે સ્થાપવાનો નિશ્ચય કર્યો.

શિવાજીએ વિના વિલંબે ગુરૂ રામદાસ ક્યાં છે તેની તપાસ કરવા ચોમેર પોતાના અનુચરોને મોકલી આપ્યા, અને સદ્ગુરૂનાં દર્શનની આતુરતાથી રાહ જોવા લાગ્યા.

મહારાજ શિવાજી પોતાના દર્શન માટે આતુર છે, અને પોતાની તપાસ કરવા માટે અનુચરો મોકલી આપ્યા છે એવી ખબર સમર્થને પડતાં જ તેમણે શિવાજી ઉપર એક પત્ર લખ્યો અને પોતાના એક શિષ્ય સાથે તે શિવાજી પર મોકલ્યો.

એ પત્રની હકીકત ટુંકમાં નીચે પ્રમાણે હતીઃ

"રાજાએ યશસ્વી, કીર્તિમાન્, સામર્થ્યવાન્, પુણ્યશાળી અને નીતિજ્ઞ થવું જોઇએ. રાજાએ ધીરજવાન્, ઉદાર, ગંભીર, શૂર અને કર્ત્તવ્યશીલ થવું જોઇએ. આજકાલ ભૂતલ પર એવા રાજા નથી, તેથી તીર્થક્ષેત્રો નષ્ટ થઈ ગયાં છે, બ્રાહ્મણો ભ્રષ્ટ થઈ ગયા છે અને ધર્મનો લોપ થયો

છે. પરમાત્માએ તમારામાં દેવ, બ્રાહ્મણ, ગૌ અને ધર્મનું રક્ષણ કરવા શક્તિ આપી છે. તમારી પાસે અદ્યાપિ પૌરાણિકો, પંડિતો, કવીશ્વરો અને ધૂર્તો તથા તાર્કિકો છે (તેને દૂર કરો) અને ધર્મસ્થાપના કરો. રાજકાર્યના બોજાથી તમારૂં ચિત્ત વ્યગ્ર રહેતું હશે, પરન્તુ પ્રત્યેક ધર્મ-કાર્ય વિચારીને કરવું વિસારશો નહિ."

સ્વામીનો ઉક્ત પત્ર મળતાં જ દર્શનને માટે આતુર થઈ રહેલ મહારાજ શિવાજી વધારે આતુર થયા. તેઓ સ્વામીના આશ્રમની શોધ કરતા કરતા "ખાડીના બાગ" માં શ્રી સમર્થ સમક્ષ આવી પહોંચ્યા.

આ સમયે સ્વામી સમર્થ એક વૃક્ષ તળે બેસી "દાસ-બોધ" લખી રહ્યા હતા. શિવાજીએ સમીપ જઇ ચરણ-કમળોમાં પોતાનું માથું મૂક્યું. સમર્થે આશીર્વાદ આપી શિવાજીને ઉભા કરી પોતાની પાસે બેસાર્યો. સ્વામીએ એજ ક્ષણે શિવાજીને ગુરૂમંત્ર આપ્યો, અને પ્રસન્ન થઇ પ્રસાદી આપી. ગુરૂની એ પ્રસાદીમાં બે મૂઠી ધૂળ, થોડું-એક છાણ-લાદ અને ચાર મૂઠી પત્થરો હતા. મંત્રોપ-દેશ પછી સ્વામીજીએ શિવાજીને ધર્મનો ઉપદેશ કર્યો, અને અંતમાં કહ્યું "શિવબા! તારો મુખ્ય ધર્મ રાજ્ય સ્થાપી, ધર્મ સ્થાપન કરવાનો–બ્રાહ્મણની સેવા કરવાનો છે. રાજાનું એથી જ કલ્યાણ થાય છે."

શિવાજીને ઉક્ત આજ્ઞા અને ઉપદેશ મળતાં સંતોષ

થયો. એ દિવસથી શિવાજીએ ધર્મરક્ષણનું કાર્ય જોસભેર ઉપાડયું.

શિવાજી સમર્થના અનન્ય ભક્ત હતા. સમર્થની આજ્ઞા એ એમને મન પ્રભુઆજ્ઞા સમાન હતી

એક સમયે શિવાજીએ સમર્થને વિનતિ કરી કહ્યું: "મહારાજ! મારો એવો અભિલાષ છે કે હું સદા આપનાં દર્શન કરી શકું. આપ સદૈવ મારા દરબારમાં જ રહો." સમર્થે ઉત્તર આપ્યો: "અરે શિવ! તારી ઇચ્છાનુસાર કરવા જતાં મને બંધન થાય છે. હું સાધુ છું, એટલે એક સ્થળે રહી શકું નહિ. મારે પ્રભુપ્રેરિત કાર્યને માટે સ્થળે સ્થળે વિચરવાની જરૂર છે. તું માતાની સેવા કર અને એમનાં દર્શન કર. એ સદ્ગુરૂ અને પ્રભુ સમાન જ છે. આ મારી ચાંખડી પણ તારી પાસે રાખ. એનાં પણ તું દર્શન લેજે."

શિવાજીએ મૌન ધારણ કરી ગુરુની આજ્ઞા સ્વીકારી.

એક સમયે સમર્થ ગુરુ રામદાસ ફરતા ફરતા શિવાજીના દરબારમાં આવ્યા અને "જય જય શ્રી રઘુવીર સમર્થ" પોકારી ભિક્ષા માગવા ઉભા રહ્યા. સમર્થ જેવા સદ્ગુરૂ પોતાને ઘેર ભિક્ષા માગવા આવ્યા તો તેમને ભિક્ષામાં શું આપવું તેનો મહારાજ શિવાજી વિચાર કરવા લાગ્યા.

તેમણે પોતાના કારકુનને બોલાવ્યો અને તેની પાસે લખાવ્યું કે: "શિવાજીનું સઘળું રાજ્ય શ્રી સમર્થના ચર-

ણુમાં સમર્પિત કર્યું" અને તે લેખ ઉપર પોતે પોતાની મહોર અને સહી કરી.

ગુરુની સમીપ જઈ, કાગળ એમની ઝોળીમાં નાખી શિવાજી બે હાથ જોડી ગુરુ સમક્ષ ઉભા રહ્યા. ગુરુએ કહ્યું: "અરે શિવ! બે મૂઠી ચોખા આપ એટલે પેટ ભરાય. આ કાગળને ઝોળીમાં નાખ્યો તેનાથી મારૂં પેટ નહિ ભરાય."

શિવાજી—"મહારાજ! હું એજ ભિક્ષા માં આપી શકું છું. મારી પાસે બીજું કશું નથી"

સમર્થે કાગળ કાઢી વાંચ્યો તો જાણ્યું કે શિવાજીએ પોતાનું રાજ્ય ગુરુચરણમાં સમર્પણ કર્યું છે.

ગુરુએ કહ્યું: "અરે શિવ! રાજ્ય તો હવે તેં મને આપ્યું, હવે તું શું કરીશ?"

શિવાજી—"મહારાજ! આપની સેવા કરીશ."

સમર્થ—"શિવ! હું સાધુ છું. મારે રાજ્ય ન જોઇએ. રાજ્ય તો ક્ષત્રિયોને હોય, માટે તું રાજ્ય કર."

શિવાજી—"હવે તો આપને યોગ્ય લાગે તેમ કરો. રાજ્ય તો હવે આપનું થઈ ચૂક્યું છે. મારૂં એમાં કશુંય નથી રહ્યું."

સમર્થ—"શિવ! ત્યારે તું મારા વતી રાજ્ય કર. આ પાદુકાઓને રાજ્યાસને પધરાવ, અને મારા આ ભગવા વસ્ત્રની રાજ્યધ્વજા ફરકાવ."

શિવાજીએ ગુરુઆજ્ઞાને માથે ચઢાવી.

એ દિવસથી શિવાજીનો ભગવો ઝુંડો કહેવાયો.

સમર્થ ગુરુ રામદાસને ઘણા શિષ્યો હતા. એ શિષ્યોમાં કલ્યાણનું નામ તો જગપ્રસિદ્ધ છે. કલ્યાણની ગુરુભક્તિના કેટલાએક પ્રસંગો ખરેખર ચમત્કારિક છે.

એક સમયે સ્વામીએ કલ્યાણને કહ્યું: " કલ્યાણ! ભુખ બહુ લાગી છે, કંઇક ખાવાનું હોય તો લાવ."

કલ્યાણે કહ્યું: " મહારાજ! સવારનાં થોડાંએક વડાં છે. આપની આજ્ઞા હોય તો લાવું."

રામદાસે ઉત્તર આપ્યો: " હા, ભલે થોડાંએક લાવ." વડાં સાથે બીજું કંઇ પણ ખાવાનું ન હતું, એટલે વડાં ખાતાં ખાતાં સમર્થે કહ્યું: " એકલાં તો વડાં ચાલતાં નથી. ક્યાંયથી ગાયનું દૂધ લાવ તો સારૂં."

ગુરુની આજ્ઞા થતાં જ કલ્યાણ " જી, લાવું છું " કહી તુંબડી લઈ આશ્રમ બહાર નીકળ્યો. સમય એવો હતો કે ક્યાંયથી દૂધ મળી ન શકે. ગાયો જંગલમાં ચરવા ગઈ હતી અને સવારનું દૂધ તો ક્યાંય હોય જ ક્યાંથી ? કલ્યાણ તો દૂધ મેળવવાનો નિશ્ચય કરી જંગલ તરફ દોડયો.

બનાવ એવો બન્યો કે એક બ્રાહ્મણની ઘણી તોફાની ગાય ખીલેથી છૂટી ગયેલી અને જંગલ તરફ નાસી છૂટેલી હતી. બ્રાહ્મણીએ તેને પકડવાને અત્યન્ત પ્રયત્ન કર્યો, પણ

નિષ્ફળ જતાં કેટલાએક માણસોને ગાયને પાછી વાળવાને બૂમ મારતાં તેઓએ ગાયને પાછી વાળી. પણ ગાય ભડકી એટલે પગ લથડયો અને એક ખાડામાં લપસી પડી. ગાય એવી તો પડી કે તેને સખ્ત લાગ્યું અને લગભગ મરણતોલ જેવી થઈ ગઈ. બ્રાહ્મણી, ગાયને બહુ લાગેલું અને કદાચ તેથી બચશે નહિ એ ચિન્તાથી ખાડા પાસે બેઠી બેઠી રડવા લાગી. એટલામાં ત્યાંથી કલ્યાણનું નીકળવું થયું. કલ્યાણે ગાય તથા બ્રાહ્મણીને જોઈને બાઈને કહ્યું: "બાઈ! મારા સ્વામીને દૂધની જરૂર છે. મને તું દૂધ આપ." કલ્યાણનાં આ વચનો સાંભળી બ્રાહ્મણીને એકદમ હસવું આવ્યું. કલ્યાણે કહ્યું: "બાઈ! હમણાં તું રડતી હતી તે એકદમ હસવા કેમ લાગી?" બાઈએ કહ્યું: "મને હસવું તો આવે છે તારાં વચનોથી. જો, મારી ગાય મરણતોલ સ્થિતિમાં આ ખાડામાં પડી છે, અને તું એનું દૂધ માગે છે. તું નથી જોતો મારી સ્થિતિ કે નથી જોતો ગાયની સ્થિતિ. માત્ર તારા સ્વાર્થનો જ વિચાર કરે છે." કલ્યાણે કહ્યું: "બાઈ! મારે દૂધની ઉતાવળ છે; માટે જો તું દૂધ દોહી દેતી ન હો તો મને રજા આપ, એટલે હું જાતે જ દૂધ દોહી લઉં." બાઈએ કહ્યું: "ભાઇ! જો, રહી આ ગાય, એ ઘણી તોફાની છે અને વળી લાગવાથી ખાડામાં પડી છે, એટલે ઉભી પણ થઇ શકતી નથી. તારાથી દોહી શકાય એમ હોય તો ખુશીથી દોહી લે." કલ્યાણે તુંબડી તૈયાર કરી અને તે બોલ્યો: "માતાજી! ઉઠો, સ્વામીને માટે દૂધ લઈ જવામાં વિલમ્બ થાય છે."

ચમત્કાર એવો થયો કે ગાય તુરત જ ખાડામાંથી ઉભી થઈ અને બકરી પેઠે કલ્યાણની પાસે આવીને ઉભી રહી.

કલ્યાણ ગાયનું દૂધ લઈ સમર્થની સમીપ આવી ઉભો.

સમર્થે કહ્યું: "ધન્ય છે, કલ્યાણ! તારૂં કલ્યાણ હો!"

એક બીજે પ્રસંગે ગુરુ રામદાસે પોતાના શિષ્યોની કસોટી કરવા વિચાર કર્યો. સમર્થે પોતાના પગે એક પાકી કેરી બાંધી, અને "એકાએક મોટું ગુમડું થઇ આવ્યું છે અને તેથી અત્યન્ત પીડા થાય છે" એમ જાહેર કરી અત્યન્ત દુઃખી થતા હોય તેવા દેખાવા લાગ્યા.

સમર્થની આસપાસ શિષ્યો અને ભક્તમંડળી વીંટાઇને બેઠી અને અનેક ઉપચારો શરૂ કર્યા. જેમ જેમ ઉપચારો થતા ગયા તેમ તેમ સમર્થ ચીસો પાડી કહેવા લાગ્યા કે: "હવે નહિ રહેવાય. આ ગુમડું તો પ્રાણ લેશે. પીડા અસહ્ય છે." શિષ્યો સચિન્ત થયા. કોઇએ પૂછ્યું: "મહારાજ! કોઈ ઉપાયે દેહ રહે ખરો?"

સ્વામીએ કહ્યું: "હવે ઉપાય શા કામના? વ્યાધિ જ એવો ભયંકર છે કે ઉપાય નકામા જશે. માત્ર એક જ ઉપાય છે, પણ તે તો અત્યન્ત કઠીન છે, અને તે ન કર્યા જેવો છે. જો કોઈ આ ગુમડું ચૂસી જાય તો આ દેહ રહે ખરો, પણ ચૂસનાર તો તેજ ક્ષણે મૃત્યુ પામે." સૌ સ્તબ્ધ થઇ ગયા. સૌ એક બીજાની સામું જોવા લાગ્યા.

પોતાનો દેહ વ્હાલો કોને ન હોય ? એવો શિષ્ય કોણ નીકળે કે ગુરુને માટે પોતાનો જીવ પણ આપે ?

એટલામાં એક શિષ્ય ઉભો થયો. તેણે ધીરેથી પણ દૃઢતાથી કહ્યું: "મહારાજ ! આપનો દેહ બચતો હોય તો આ ક્ષુદ્ર દેહની મને લેશ માત્ર દરકાર નથી. મને કૃપા કરી આપનું ગુમડું ચૂસવા માટે આજ્ઞા આપો."

રામદાસે આનાકાની કરી કહ્યું: "ભાઈ ! હાથે કરીને મૃત્યુના મુખમાં શા માટે જવું ? જ્યાં સુધી જીવન છે, ત્યાં સુધી પ્રભુભજન કરો અને કલ્યાણ માટે પ્રયત્ન કરો."

શિષ્યે કહ્યું: "પ્રભો ! આપની સેવામાં જ હું મારૂં કલ્યાણ સમજું છું. આ દેહ ગુરુસેવામાં સમર્પવા આજ્ઞા કરો, મહારાજ !"

ગુરુની આજ્ઞા થતાં જ ગુરુભક્ત શિષ્ય ગુરુના પગનું ગુમડું ચૂસવા લાગ્યો. ચૂસનારના મ્હોં પર આનંદ હતો. તે ઝેરને બદલે જાણે અમૃતપાન કરતો હોય એવું દેખાતું હતું. સ્વામીએ બહુ પીડા થતી હોય તેમ કહ્યું: "અરે ! જરા ધીરેથી ચૂસ. મને બહુ પીડા થાય છે."

શિષ્યે કહ્યું: "કૃપાળુ ! અમૃતનો સ્વાદ જોતાં ધીરજ કેમ રહે ?"

કલ્યાણ આખું ગુમડું ચૂસી એક કોરે બેઠો.

તેના પર કંઈ અસર ન થતાં સૌ આશ્ચર્યચકિત થઈ વિચારમાં પડયા.

ગુરુએ હસીને કહ્યું: " કલ્યાણે ગુમડું ચૂસ્યું નથી પણ એક સુંદર પાકેલી મીઠી કેરીનો રસ ચૂસ્યો છે. મેં માત્ર તમારી પરીક્ષા કરવા માટે જ એમ કર્યું હતું."

સૌ ઝાંખા પડી વિચાર કરવા લાગ્યા.

" ધન્ય છે, ગુરુભક્ત કલ્યાણને ! "

સ્વામી સમર્થ એક સમયે કોવલા નદી પર નહાવા ગયેલા. ઋતુ ચોમાસાની હતી અને નદીમાં પૂર આવ્યું હતું. પૂરની દરકાર ન કરતાં અને સાથેના ભક્તજનોની આનાકાની છતાં સ્વામી પૂરમાં પડયા. તેમને તરતાં આવડતું હતું. પરંતુ પૂર ઘણું જોરમાં હતું તેથી સ્વામી તણાયા અને નદી વચ્ચે એક વમળ હતું તેમાં સપડાયા. કાંઠે ઉભેલા ભક્તજનોએ પોકાર કરી મૂકયો. પણ કોઇની એ ભારે પૂરમાં પડવાની હિમ્મત ચાલી નહિ અને ગુરૂ તો એ વમળમાં અદૃશ્ય થઈ ગયા.

કેટલાએક ભક્તો અને ચાંદજીરાવ નામનો એક શ્રીમન્ત હોડકું લઈ સ્વામીની શોધ કરવા પાછળ નીકળ્યા. પરન્તુ દેહનો પત્તો લાગ્યો નહિ. આખરે તેઓએ સ્વામીના " ચાફળ " ના મઠમાં કલ્યાણ વિગેરેને ખબર આપી.

કલ્યાણ અને અન્ય શિષ્યોને સ્વામીના ડુબી જવાના સમાચાર મળતાં, તેઓ તુરતજ જે સ્થળે સ્વામી ડુબી ગયા હતા ત્યાં આવ્યા. ચાંદજીરાવને કલ્યાણે પુનઃ તપાસ કરવા ઇચ્છા દર્શાવી, પરંતુ ચાંદજીરાવે કહ્યું: "હવે સ્વા-

મીનો પત્તો લાગશે નહિ. એમને ડુબ્યાને તો અત્યારે કલાકો થઇ ગયા." કલ્યાણે કહ્યું: "જો, સ્વામીનું શરીર હાથ આવે તેમ નજ હોય તો હવે મારે આ દેહ રાખી શું કરવું? એમના વિના આ દેહનું શું કરવું? હું એમના વિના ક્ષણ પણ જીવી શકીશ નહિ." આમ બોલી કલ્યાણ નદીના જળમાં પડી ડુબી મરવા તૈયાર થયો. એકઠા થયેલા લોકોએ તેને અત્યન્ત આગ્રહ કરી નદીમાં ડુબી ન મરવા સમજાવ્યો. પરન્તુ ગુરુભક્ત કલ્યાણ તો એકનો બે નજ થયો. "શ્રી ગુરુ સમર્થકી જય" કરી તે નદીના જળમાં પડયો, અને તણાતો તણાતો જે વમળમાં સમર્થ ડુબી ગયા હતા તે વમળ પાસે પહોંચ્યો. ક્ષણમાં કલ્યાણ એ વમળમાં અદૃશ્ય થયો. સૌ અત્યન્ત દુઃખ પામ્યાં. રડતાં રડતાં તેઓ સમર્થ ગુરુ રામદાસના શિષ્ય કલ્યાણના અનેક જીભે વખાણ કરવા લાગ્યા. તેઓ ભારે હૃદયે પાછા જતા હતા ત્યાં, એ વમળમાંથી કલ્યાણ સમર્થને માથે લઈ જળપર દેખાયો. કિનારે "શ્રી સમર્થકી જય—જય જય શ્રી રઘુવીર" ના પોકારો થઈ રહ્યા. સમર્થને ખાંધે બેસારી કલ્યાણ કિનારે લાવ્યો.

એ સમયે સમર્થ ધ્યાનસ્થ હતા. ધ્યાનમાંથી જાગૃત થઈ સમર્થે કલ્યાણ સામું જોઇ કહ્યું: "ધન્ય, બેટા ધન્ય, ત્હારૂં કલ્યાણ હો."

ગુરુની કલ્યાણપરની અતિ પ્રીતિથી કેટલએક શિષ્યો એની અદેખાઈ કરવા લાગ્યા. પ્રસંગ મળતાં શિષ્યો ગુરુ

પાસે કલ્યાણનું વાટવા ચૂકતા નહિ. ગુરુ રામદાસ શાંતિથી બધું સાંભળતા.

ગુરુ રામદાસને પાન ખાવાનો શોખ હતો. તેઓના દાંત નબળા હોવાથી પાનસોપારી સારી રીતે જાતે ચાવી શકતા ન હતા. કલ્યાણને તેમણે આજ્ઞા આપેલી કે તેણે ખારણીમાં ખાંડી, પાનસોપારીનો ઝીણો છુંદો કરી સમર્થને આપવો. કલ્યાણ લોઢાની ખારણીથી સ્વામીને માટે જોઈએ તેવો ઝીણો ભૂકો કરી શકતો નહિ, તેથી તે પાનસોપારીને પોતાના મોઢામાં ચાવી તેનો ઝીણો મેંદો કરી સમર્થના મુખમાં આપતો.

એક વાર કેટલાએક શિષ્યોએ કલ્યાણને ઉક્ત રીતે ચૂરો કરતાં જોયો. એમને કલ્યાણનું જાણે મોટું દુષણ હાથ લાગ્યું. પ્રસંગ કાઢી તેઓએ એક વાર સ્વામીને કહ્યું, “મહારાજ ! આપ કલ્યાણ, કલ્યાણ, કરો છો અને એને જ દેખો છો, પરંતુ આપને એ પોતાનું એઠું ખવરાવે છે એ તો હવે અમારાથી પણ સહન કરી શકાતું નથી.”

સ્વામી—“ કેમ, એ મને પોતાનું એઠું શી રીતે ખવરાવે છે ? ”

શિષ્યો—“ આપને હંમેશ જે પાનસોપારીનો ચૂરો કરીને આપે છે, તે, કલ્યાણ ખારણીથી નથી ખાંડતો, પરન્તુ પોતાનાં મોઢાથી ચાવે છે. ”

સ્વામી—“ એવું કદી બને જ નહિ. તમે એનો ખોટો દ્વેષ કરો છો. ”

શિષ્યો—" અમે એ અમારી આંખે જોયું છે. આપને ખાત્રી કરવી હોય તો જે ખારણીથી તે ચૂરો બનાવે છે એ જ આપ મગાવો." સ્વામીએ ખારણી લાવવાની આજ્ઞા આપતાં જ શિષ્યો, 'આજે કલ્યાણનું પોગળ ઉઘાડું પડશે' એમ વિચાર કરતા આનંદથી કલ્યાણ પાસે દોડયા.

તેઓએ કલ્યાણ પાસે જઇ કહ્યું, " કલ્યાણ, મહારાજે આજ્ઞા કરી છે કે તમારે, જે ખારણીથી તમો મહારાજનું પાન છૂંદો છો તે અમને આપવી." કલ્યાણે કહ્યું, " જેવી ગુરુમહારાજની આજ્ઞા." ક્ષણમાં તે એક થાળી અને છરી લઈ આવ્યા, અને એક આંખના પલકારા માત્રમાં તો તેણે પોતાનું ગળું કાપી તે થાળીમાં મૂકયું. ધડ નીચે પડી ધ્રુજવા લાગ્યું.

શિષ્યો તો આભા જ બની ગયા. તેઓ કંઈ સમજ્યા જ નહિ; પરંતુ તેઓને ગુરુ પાસે ગયા વિના છૂટકો જ ન હતો, એટલે ધ્રૂજતા વીલે મોંએ સૌ ગુરુ પાસે થાળી અને ડોકા સહિત ગયા.

સમર્થ પાસે જઇ સૌ રડી પડયા; સૌ પગે પડી ક્ષમા યાચવા લાગ્યા.

ગુરુએ કહ્યું, " કલ્યાણ પોતાના મોઢાને મોઢું નથી સમજતો પરંતુ ગુરુના કાર્ય માટે લોઢાની ખારણી જ સમજે છે, અને તેથી તમે જ્યારે ખારણી માગી ત્યારે તેણે પોતાનું ગળું કાપીને તમને આપ્યું."

ગુરુ કૃપાથી કલ્યાણને ફરી જીવન પ્રાપ્ત થયું.

શિવાજી મહારાજની ગુરુભક્તિ પણ તેવીજ સ્મરણીય છે. એકવાર ગુરુમહારાજ એક ગુફામાં જઇ અત્યન્ત બૂમો નાખી રડવા લાગ્યા. એટલામાં મહારાજ શિવાજીનું ત્યાં જવું થયું. શિવાજી ગુરુજીની ચાકરી કરવા લાગ્યા. દર્દ તો વધવા લાગ્યું અને સમર્થ વધારે દુઃખી થવા લાગ્યા. શિવાજીએ પૂછ્યું, " એવો કોઇ ઉપાય છે કે જેથી આ આપના દર્દની શાન્તિ થાય ? "

સમર્થ—" એક ઉપાય તો છે; પરંતુ એ સિદ્ધ થઇ શકે તેવો નથી. હવે આ દેહ કદી પડે તો ભલે પડે; એવા ઉપાયને માટે કોઈના જીવનને જોખમમાં મૂકવું મને યોગ્ય લાગતું નથી. "

શિવાજી—" આપ જે કહો તે ઉપાય કરવા હું તયાર છું. આપના જીવન માટે આ દેહ કુરબાન છે. "

સમર્થ—" શિવબા, એ ઉપાય દુઃસાધ્ય છે. જો કોઇ વાઘણનું દૂધ લાવે તો આ રોગની શાન્તિ થાય; પણ એ દૂધ જીવ સાટે છે. "

શિવાજી—" ગુરુકૃપાથી એ હું જ લાવું છું. " એટલા શબ્દો બોલી શિવાજી તેજ ક્ષણે જંગલમાં વાઘણના દૂધ માટે નીકળી પડયા.

જંગલમાં શિવાજી એક વાઘણની બો પાસે આવ્યા. ત્યાં વાઘણનાં કેટલાંએક બચ્ચાં રમતાં હતાં. શિવાજી

એમની પાસે જઈ વાઘણની રાહ જોતા બેઠા. સમય થતાં વાઘણ આવી. દૂરથી શિવાજીને–મનુષ્યને જોતાં વાઘણ કૂદી અને જ્યાં શિવાજીને પંજો લગાવવા જાય છે ત્યાં શિવાજી ધીરજથી અને અડગ શાન્તિથી જરા દૂર ખસી બોલ્યા, "માતાજી, ગુરુ માટે દૂધ લેવા આવ્યો છું; તમો શાંત ઉભાં રહો એટલે હું દૂધ દોહી લઇ ત્વરાથી ગુરુ પાસે જાઉં. ગુરુમહારાજ અત્યંત પીડા પામે છે." ગુરુકૃપાથી કે પ્રભુકૃપાથી કે ગમે તે રીતે, ખીજાયેલી વાઘણ ગાય પેઠે શાંત ઉભી રહી, અને શિવાજીએ તેનુ દૂધ દોહી લીધું.

દૂધ લઇ શિવાજીએ ગુરુચરણમાં ધર્યું.

મહારાષ્ટ્રના મહારાજા છત્રપતિ શિવાજીએ ગુરુ માટે પોતાનો દેહ વહાલો ન કર્યો.

સમર્થના એક બીજા શિષ્યની વાત પણ ન ભૂલીએ એવી છે. એક સમયે સમર્થ પોતાના આશ્રમમાં બેઠા હતા. ત્યાં એક બાઇ પોતાના એક બાળકને લઇને સમર્થના દર્શનાર્થે આવી. બાઇએ સમર્થનાં દર્શન કર્યાં; પરંતુ પેલો તેનો પુત્ર તો બાવળના ઠુંઠા જેવો અક્કડજ ઉભો રહ્યો. આથી બાઈએ પુત્રને કહ્યું, "શ્રી સમર્થની સેવામાં નમન કર." પુત્રે કહ્યું, "હું એમને નમન કરૂં તો એ મને શું આપે?"

સમર્થે કહ્યું, "જો હું કહું તે પ્રમાણે તું કરે તો તને મનુષ્યોને જે વસ્તુ બહુ મહેનતે નથી મળતી તે આપું."

બાળકે કહ્યું, "આપની આજ્ઞા ઉઠાવવા તૈયાર છું, આપ કહો." સમર્થે કહ્યું, "પેલા કુવામાં દોડીને પડ."

તુરતજ છોકરો દોડીને કુવામાં પડયો. કુવો ઘણો ઉંડો હતો અને બાળકને તરતાં આવડતું ન હતું, પરંતુ સમર્થની આજ્ઞા પ્રમાણે તે બાળકે ઝંપલાવ્યું.

સૌ સ્તબ્ધ થઈ ગયાં.

બાળક કુવામાં પડયો કે તુરતજ શ્રી સમર્થ તેને કુવામાં દેખાયા. તેણે બાળકને ઝીલી લીધો અને તેને સત્ય સુખનો તેજ ક્ષણે અનુભવ કરાવ્યો.

માણસો કુવા તરફ દોડયા. કુવામાં જુએ છે તો એક ઝાડના મૂળને પકડીને પેલો બાળક શાંતિથી બેઠેલો દેખાયો. સૌએ તેને બહાર કાઢયો. બાળકે ગુરૂચરણમાં જઇ માથું ચર્યું અને કહ્યું, "મહારાજ આપની સેવામાં હવે સદૈવ રાખો." એ શિષ્યનું નામ ગુરુએ ઉદ્ધવ રાખ્યું.

ઉદ્ધવ, સ્વામીના ઘણા મુખ્ય શિષ્યમાંના એક હતા. સમર્થ પાસે ઘણા જ્ઞાની અને પંડિતો પણ આવતા. ઘણા પંડિતો પોતાનું માન મૂકી સ્વામીની સેવામાં જોડાતા. એનું એક દૃષ્ટાન્ત સદાશિવ શાસ્ત્રીનું છે. એ શાસ્ત્રી એક-વાર પોતાના શિષ્યો સાથે સમર્થ સમક્ષ આવ્યા. પોતે જ્યાં જતા ત્યાં વાદવિવાદ કરતા અને ઘણા ઘણા મોટા પંડિતોને હરાવતા. એમનું અભિમાન બહુ વધી ગયું હતું. તેઓ પોતાની સાથે નિરંતર સળગતી બે મશાલો રાખતા.

તે કહેતા કે "જો કોઇ મને હરાવે તો હું આ ટીલીઓ ભુંસી નાખું અને મારી જીભ કાપી હરાવનારનો શિષ્ય થઈ રહું."

તેનું અભિમાન સમર્થે ઉતાર્યું. તેઓ એકવાર અહંકાર ભર્યો સભામાં આવીને બેઠા અને શાસ્ત્ર ઉપર વાદ-વિવાદ કરવા રામદાસને કહેવા લાગ્યા. રામદાસે કહ્યું, "શાસ્ત્રીજી, હું કાંઇ પંડિત નથી. હું તો એક સાધારણ સાધુ છું; આપની સાથે હું શાસ્ત્રાર્થ કરી શકું તેવી મારી સ્થિતિ નથી." શાસ્ત્રીજીએ કહ્યું, "તમે આટલા શિષ્યો રાખો છો અને મોટા ગુરુ થઈ બેઠા છો તો તમારામાં યોગ્યતા હોવી જોઇએ." રામદાસની વાદવિવાદ માટે જરાએ ઇચ્છા ન હતી, છતાં શાસ્ત્રીનાં આવાં વચનોથી તેમણે પોતાના એક શિષ્યને શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ કરવા બેસાર્યો.

સમર્થના પ્રતાપથી એવુંજ કંઇ બન્યું, કે શાસ્ત્રી મહારાજ વાદવિવાદ શરૂ થતાં એકપણ શબ્દ બોલી ન શક્યા. તેની જીભ ઉપરથી સરસ્વતી અદૃશ્ય થઇ ગયાં.

શાસ્ત્રી ઘણાજ શરમાયા અને પોતાની હાર થઇ તેથી તેઓએ મશાલો બુઝાવી નાખી અને જયાં પોતાની જીભ કાપવા તેઓ જાય છે ત્યાં સમર્થના કેટલાએક શિષ્યોએ તેમને તેમ કરતા અટકાવ્યા.

શાસ્ત્રી બુવા, સમર્થની સેવામાં શિષ્ય થઇ રહ્યા.

ગુરુ સમર્થ પાસે કોઇપણ ઢોંગી ધુતારાનું ચાલતું નહિ. ઉપરથી ડોળ કરનાર અને અંદરથી મેલા માણસોને તેઓ

પસંદ કરતા નહિ. તેઓ ખરેખરા અન્દર અને બહારથી એક જાતના વર્તનવાળાને પસંદ કરતા. બહારથી ડોળઘાલુ, પણ ખોટા ધર્મીઓની કેવી સ્થિતિ થાય છે તેનો પ્રસંગ જાણવા જેવો છે.

સમર્થના સમયમાં એક માધવાચાર્ય નામનો મોટો વૈષ્ણવ હતો. તે કોઇનું અડકેલું ખાતો ન હતો; એટલુંજ નહિ પણ તે કોઇની દૃષ્ટિએ પણ ખાતો ન હતો. એ માધવાચાર્યને કાને સમર્થની કીર્તિ આવી. તેણે સમર્થની હકીકત જાણવા એક શિષ્યને સમર્થના આશ્રમે મોકલ્યો. માર્ગમાં ભોજન સમય થતાં માધવાચાર્યના શિષ્યે એક એકાન્ત સ્થળમાં ભોજન તૈયાર કર્યું અને જમ્યા પૂર્વે પુનઃ સ્નાન કરવા નજીકની નદીપર ગયો. એટલામાં એક કુતરો આવ્યો અને રાંધેલ અન્નને તે અડી ગયો. નદીથી પાછા ફરતાં દૂરથી તેણે ભોજન પાસે કુતરાને જોયો. ભોજન પાસે આવી વૈષ્ણવ વિચાર કરવા લાગ્યો કે હવે કરવું. કુતરાનું અડેલું ભોજન તો ખવાય નહિ અને ભૂખ બહુ લાગેલી. અન્તે વૈષ્ણવે આસપાસ જોઈ વિચાર કર્યો કે અહિં કોઈ મનુષ્ય દેખાતું નથી, અને કોઈ આ કુતરાની હકીકત જાણતું નથી; માટે ભૂખને લીધે ભોજન જમી લઉં તો કશો વાંધો નથી. આમ વિચાર કરી વૈષ્ણવે ભોજન કર્યું અને ભૂખ મટાડી.

બીજે દિવસે વૈષ્ણવ સમર્થની સેવામાં આવી પહોંચ્યો. સમર્થે તેમને માટે પાકશાળામાં ભોજનની વ્યવસ્થા કરવાનું કહેતાં વૈષ્ણુવે કહ્યું, "મહારાજ, હું વૈષ્ણવ છું,

તેથી કોઇના હાથની રસોઇ જમી શકીશ નહિ. મારે માટે સીધાની વ્યવસ્થા કરો એટલે હું ભોજન તૈયાર કરી મારા નિયમ પ્રમાણે એકાન્તમાં જમીશ." સ્વામીએ તેમ કરવા શિષ્યોને આજ્ઞા આપી. સીધાનો સર્વ સામાન વૈષ્ણવજીને મોકલ્યો. પરન્તુ ઘી ન મોકલ્યું. ભોજન સમય થયો તે વખતે શ્રી સમર્થ ઘીનો પડીઓ લઈ વૈષ્ણવ પાસે ગયા અને પોતે જાતે તેની રસોઇને અડકાય તેવી રીતે વાસણ-માં ઘીનો પડીઓ મૂક્યો. આથી વૈષ્ણવ તો ભાણા ઉપર-થી ઉઠી ગયો અને પોતે અભડાયો એમ કહી ખેદ કરવા લાગ્યો. સમર્થે ધીરજથી વૈષ્ણવને કહ્યું, "ભલા પેલા કુતરા કરતાં પણ હું ભૂંડો અને અપવિત્ર ?"

વૈષ્ણવ તો નરમજ થઇ ગયો.

વૈષ્ણવ માધવાચાર્ય પાસે ગયા પછી શિષ્યોએ સમ-ર્થને "હું કુતરા કરતાં પણ ભૂંડો" એ વાક્યનો અર્થ પૂછ્યો, ત્યારે સમર્થે સૌને વૈષ્ણવજીની બધી વાત કહી.

શિવાજીના અવસાન પહેલાં થોડે સમયે સ્વામીએ એમને ઉંચો તત્ત્વોપદેશ કરેલો.

સ્વામી શિવાજીના અવસાન પછી બહાર નીકળેલા નહિ. થોડેજ વખતે તેમણે પણ દેહ મૂક્યો.

અવસાન સમયે તેમણે પોતાના શિષ્યોને "જીવન નાશવંત છે" એવો ઉપદેશ કર્યો હતો, અને એમના અવસાન પછી "દાસબોધ" નું મનન કરવા અને એના વાચનથી ચિત્તની શાન્તિ મેળવવા આજ્ઞા કરી હતી.

સ્વામીએ સને ૧૬૮૧માં પોતાનો દેહ છોડ્યો.

# સ્વામી રામકૃષ્ણ પરમહંસ.

સ્વામી રામકૃષ્ણ પરમહંસનો જન્મ કમારપુકુર નામના હુગલી જીલ્લામાં એક ન્હાના ગામડામાં સને ૧૮૩૫ ના ફેબ્રુઆરી માસની તા. ૨૦ મીએ થયો હતો.

રામકૃષ્ણનાં માતપિતા નિઃસ્પૃહ, પવિત્ર અને ધર્મનિષ્ઠ હતાં. પિતાનું નામ ખુદીરામ ચટ્ટોપાધ્યાય હતું. તે ગરીબ હતા છતાં બ્રાહ્મણધર્મને યોગ્ય જ પ્રવૃત્તિ કરતા, અને ભૂખે મરવાના દિવસો આવે તો પણ તે કદી બીજી પ્રવૃત્તિ સ્વીકારતા નહિં. તેઓ ખેતી કરી ગુજરાન ચલાવતા, અને એમ કહેવાય છે કે જયારે વાવણીનો વખત આવતો ત્યારે તેઓ ખેતરે જતા અને પોતે રઘુવીરનું નામ લઇ થોડા દાણા વાવતા અને પછી સાથીઓ કામ કરતા. એથી સૌના ગુજરાન માટે જોઈએ તેટલું અનાજ થતું.

ખુદીરામ ચટ્ટોપાધ્યાય સુરુપ, પ્રમાણિક, સ્વતંત્ર, પવિત્ર અને પ્રભુના પરમ ભક્ત હતા. એમ કહેવાય છે કે તેમની પાસે વાકયસિદ્ધિ હતી, એટલે કે તેઓ જે કહે તે થતું. તેના ગામડામાં તેઓ બહુ માનનીય ગણાતા હતા અને તે જયારે બહાર નીકળતા ત્યારે સૌ તેને ઉભા થઈ માન આપતા. તેની હાજરીમાં સૌ વિનય અને વિવેકથી વર્તતા.

સ્વામીના પિતા એટલા બધા પ્રમાણિક, અને સત્યપ્રિય હતા કે એકવાર તે કમારપુકુરમાં આવ્યા

તે પહેલાં જે ગામડામાં તેઓ રહેતા હતા તે ગામડાના જમીનદારે તેને અદાલતમાં જૂઠી સાક્ષી પૂરવાને કહ્યું; અને જો તે જૂઠી સાક્ષી ન પૂરે તો તેની મીલ્કત જપ્ત કરવાની ધમકી આપી; પરંતુ ખુદીરામે સ્પષ્ટ રીતે જણાવ્યું કે "હું કદી જૂઠી સાક્ષી પૂરીશ નહિ અને અસત્યમાં પગ મૂકીશ નહિ." છેવટે તેઓ જૂઠી સાક્ષી ન પૂરતાં, પોતાની માલ મીલકત વગેરે તે ગામડામાંથી છોડી, કુમારપુકુરમાં આવીને વસ્યા અને ત્યાં ગુજરાન ચલાવવા લાગ્યા.

તેમનાં માતા પણ એક ધર્મપરાયણ સાધ્વી હતાં. તેઓ અત્યન્ત દયાળુ હતાં. કેઇપણ ગરીબ તેને ત્યાંથી નિરાશ થઇ પાછો જતો નહિ.

આવાં ઉત્તમ ચારિત્ર્ય અને શીલવાળાં માતપિતાને ઘેર ભગવાન્ રામકૃષ્ણનો જન્મ થયો હતો, અને એમના ખોળામાં તેઓ ઉછર્યા હતા.

બાળપણમાં રામકૃષ્ણને સૌ ગદાધર કહેતા. એ સમયથી જ આ બાળકમાં કંઈ વૈચિત્ર્ય દેખાતું હતું. તે બીજા બાળકોથી તદ્દન જૂદો પડી જતો હતો. એનામાં કંઇક એવું હતું કે જેથી તેના તરફ સૌ આકર્ષાતા હતા અને પ્રથમ દષ્ટિએ જ લોકો તેને ચાહતા.

ગદાધરનો કંઠ ઘણો મીઠો હતો, અને તેને ગાવાનો સારો શોખ હતો. શ્રીકૃષ્ણની લીલા કથાકારો પાસેથી સાંભળી તે તેના બાળમિત્રોને એકઠા કરતો, અને તેમને

જુદા જુદા પાત્રોનો પાઠ લેવરાવી, ઝાડ નીચે શ્રીકૃષ્ણલીલા રચતો. કેટલીક વાર તે શિવની મૂર્તિ બનાવતો અને તેના મિત્રો સાથે તેને પૂજતો. કેટલીકવાર ગામને પાદર આવેલી ધર્મશાળામાં રાતવાસો રહેનાર યાત્રાળુ પાસે તે જતો અને તેમની સાથે તે ધર્મવાતો કરતો.

૬ વર્ષની ઉમ્મરે તો માણભટ્ટ અને કથાકારોના મુખથી તેણે હિન્દુધર્મના મહાન અને રસિક ગ્રંથો—રામાયણ મહાભારત અને ભાગવત તથા બીજાં પુરાણો સાંભળ્યાં હતાં.

સોળ વર્ષની ઉમ્મરે રામકૃષ્ણને તેના પિતાએ ઉપવિત ધારણ કરાવ્યું, અને તેના મોટાભાઇ પંડિત રામકુમાર ચટ્ટોપાધ્યાયની પાઠશાળામાં એમને અભ્યાસ માટે બેસાર્યો. તેને અલ્પ સમયમાં જ સમજાયું કે, જે ઉત્તમ જ્ઞાનની માણુસો વાતો કરે છે તે માત્ર વાતો માટે જ છે; તેને જીવનમાં ઉતારવા કોઇ પ્રયત્ન કરતું નથી, અને શિક્ષણનો ઉદ્દેશ માત્ર ઐહિક સુખ મેળવવાનો છે, અધ્યાત્મપ્રવૃત્તિ માટે નથી. આથી તેને અભ્યાસ પર કંટાળો આવ્યો અને તેણે શાળા છોડી.

કલકત્તાથી ઉતરે પાંચ માઇલ દૂર દક્ષિણેશ્વરમાં કાલી માતાનું મંદિર છે, તેમાં રામકૃષ્ણના મોટાભાઈ પંડિત રામકુમારે નોકરી સ્વીકારી. રામકૃષ્ણને પણ સંજોગવશાત્ રામકુમાર સાથે જવું પડયું. આ મંદિરમાં કાલીમાતાની ભવ્ય મૂર્તિ છે. રામકૃષ્ણ એમના ભાઇના મૃત્યુ પછી આ

મૂર્તિની પૂજા કરતા અને આરતી પછી કલાકના કલાક સુધી સ્તોત્રો, સ્તુતિઓ અને ભજનો ગાતા, અને ગાતાં ગાતાં મા પાસે એક બાળક રડે તેમ રડતા અને ગેલ કરે તેમ તેઓ રમતા. રામકૃષ્ણ એ પાષાણની મૂર્તિને પાષાણ રુપે ન જોતા પણ તે મૂર્તિ વિશ્વજનની, જગતની માતા છે એમ ગણતા. માતાની ભક્તિમાં તેઓ એટલા બધા તલ્લીન થઈ જતા કે ઘણીવાર તેઓ માતા પાસે થાળ મૂકવાને બદલે પોતાનીજ પાસે મૂકતા અને ઘણીવાર તો પોતેજ માતાને બદલે થાળમાંથી આરોગવા માંડતા. ઘણીવાર તે આરતી કરતી વખતે, આરતી ફેરવ્યા વિના ઉભા રહેતા અને કેટલીકવાર તો માતા સમક્ષ આરતી આખો દિવસ ફેરવ્યાજ કરતા.

લોકો માનતા કે રામકૃષ્ણ ગાંડા થઈ ગયા છે. માત્ર ઘણા થોડા સંસ્કારી જનો તેનું ભક્તિપૂર્ણ હૃદય સમજી શકતા.

આખરે તેની માતા તથા ભાઈઓએ સંસારનો મોહ લગાડવા માટે રામચંદ્ર મુખોપાધ્યાયની પાંચ વર્ષની કન્યા સાથે તેમનું લગ્ન કર્યું. કન્યાનું નામ શ્રીમતી શારદામણિ હતું.

પણ આથી રામકૃષ્ણની સ્થિતિમાં ફેર પડયો નહિ.

રામકૃષ્ણે મંદિરનો ત્યાગ કર્યો અને ત્યાર પછી નજીકનું જંગલ તેનું નિવાસસ્થાન બનાવ્યું. આ સમયમાં લગભગ તેઓ ગાંડા માણસની સ્થિતિમાં હતા. ભોજન

માટે પણ તેઓ હેથ માત્ર દરકાર કરતા ન હતા. તેના કેટલાક સગાઓ તેના મોઢામાં પરાણે ખોરાક નાખતા.

ઘણા દિવસો આ સ્થિતિમાં ગયા. રામકૃષ્ણનું મન શાન્ત થયું નહિ. તે રડતા અને કહેતા કે "આજનો દિવસ નકામો ગયો, મારા જીવનનો એક દિન ઓછો થયો, અને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયું નહિ. આજે પણ હે મા! તેં દર્શન દીધાં નહિ."

રામકૃષ્ણ કાલીમાતાને મનુષ્યરુપે જોવા મથતા હતા, અને જ્યાં સુધી સાક્ષાત્ માતા તેને મનુષ્યરુપે દર્શન દે નહિ ત્યાંસુધી તેનું ચિત્ત શાન્ત થઈ શકે તેમ ન હોતું.

દિવસે દિવસે પરમહંસની ભક્તિ વધવા લાગી. એક દિવસે જ્યારે તેઓ અતિ દુઃખી સ્થિતિમાં બેઠા હતા તેવામાં તેમને સમાધિ થઈ અને સમાધિમાં તેમણે કાલીમાતાનાં દર્શન કર્યાં. તે દિવસથી તે કાલીમાતાને સમાધિમાં જોવા લાગ્યા.

રામકૃષ્ણની શરીરની સ્થિતિ પરાધીન જેવી થઈ ગઈ હતી, તેથી તેમણે મંદિરની કાલીપૂજાની નોકરી છોડી દીધી.

પછી રામકૃષ્ણે બારવર્ષનું ઉગ્ર તપ આદર્યું. શરીરને એટલું બધું કષ્ટ આપ્યું કે તેઓ દેહદશા લગભગ ભૂલી ગયા.

રામકૃષ્ણ કહેતા કે "એ ઉગ્ર તપસ્યાના અંતભાગમાં તેના શરીરમાં એક જાતનો એવો દાહ ઉત્પન્ન થયો કે તે દાહને લીધે તેને આખો દહાડો પાણીમાંજ રહેવું પડતું

હતું; અને એ દાહ અત્યન્ત દુઃખદ હતો. એજ સમયે એક બ્રાહ્મણસ્ત્રી ત્યાં આવી પહોંચી, અને તેણે પરમહંસને એ દાહમાંથી મુક્ત કર્યા. બ્રાહ્મણસ્ત્રીએ કોઈ એવી સુંદર અને શીતલ ઔષધિનો, રામકૃષ્ણના શરીરને લેપ કર્યો કે ત્રણ દિવસમાં દાહ હતો નહતો થઈ ગયો.

ઉક્ત બ્રાહ્મણી સંન્યાસિની હતી. યોગવિદ્યામાં તેણે કૌશલ્ય મેળવ્યું હતું. તત્ત્વશાસ્ત્રોના જ્ઞાનમાં નિપુણ હતી. કહેવાય છે કે લગભગ સર્વ શાસ્ત્રો તેને કંઠે હતાં. તે હિંદમાં અહીં તહીં વિચરતી, અને અધિકારી આત્માઓને યોગાભ્યાસ કરાવતી અને ઉપદેશ આપતી.

આ સંન્યાસિની પરમહંસજી પાસે બાર વર્ષ રહેલ. રામકૃષ્ણ કહે છે કે "એના સમાગમથી મારા આત્માને શાન્તિ મળી અને મારૂં કેટલુંક દુઃખ દૂર થયું."

થોડા વખત પછી રામકૃષ્ણ પાસે એક સંન્યાસી આવ્યા. એનું નામ તોતાપુરી હતું. તેઓ નગ્ન રહેતા અને ઝાડ તળેજ નિવાસ રાખતા. વેદાંત જ્ઞાનના પૂર્ણ જ્ઞાતા હતા. તેઓ મુમુક્ષુઓને, ઉપદેશતા અને સ્વતંત્ર વિચરતા.

આ સંન્યાસીએ શ્રીરામકૃષ્ણને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપ્યો, અને પરમહંસને નિર્વિકલ્પ સમાધિની કોટિએ પહોંચાડયા. રામકૃષ્ણને તે વખતથી કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

રામકૃષ્ણ દ્રવ્યને ધિક્કારતા. દ્રવ્ય ઉપર એમનો તિરસ્કાર એટલો બધો દૃઢ હતો કે જો કોઇ તેની ચામડીને પૈસો

અડાડે તો તેને મૂર્છા આવતી. તેઓ એક હાથમાં સોનું અને બીજા હાથમાં ધૂળ લઇ ગંગાના જળમાં બેસતા, અને બોલતા કે "ધૂળ સોનું છે, સોનું ધૂળ છે." અને પછી બંનેને પાણીમાં ફેંકી દેતા.

તેઓ માનતા કે પ્રભુભક્તિમાં ઘણુંખરૂં સ્ત્રી આડે આવે છે. તેમણે—પરણ્યા હતા છતાં—ગ્રહસ્થાશ્રમ માંડયોજ ન હતો. તેમનાં પત્ની તેમની એક શિષ્યા તરીકે તેમની સાથે રહેતાં અને તેમની સેવા કરતાં.

સ્વામી પાસે આવી તેમનાં પત્નીએ નીચે પ્રમાણે માગણી કરેલી.

"હું આપની માત્ર સેવા કરવા માગું છું. આપની ચરણરજમાં રહી કૃતકૃત્ય થવા લાલસાવાળી છું. આપની પાસેથી જ્ઞાનામૃતનો લાભ લઇ મ્હારા જીવનનું સાર્થક કરીશ."

એઓ (રામકૃષ્ણનાં પત્ની) સંપૂર્ણ વિરાગી અને નિસ્પૃહ હતાં. મથુરાનાથ નામના એક મહાશયે એમને રૂ. ૧૦૦૦૦ની રકમ આપવાની ઇચ્છા દર્શાવી, ત્યારે એ દાનનો અસ્વીકાર બતાવી તેણે કહ્યુ, "મારા પતિએ સર્વસ્વનો ત્યાગ કર્યો તેથીજ તે સર્વધન—પ્રભુ—ને મેળવી શકયા છે; તો હું હવે એ સર્વધનની શોધમાં આ ધનની શા માટે સ્પૃહા કરૂં? હું એ રકમનો સ્વીકાર કરી શકીશ નહિ."

પરમહંસના મૃત્યુ પછી આ સ્રીશિરોમણી સાધ્વીએ આ સંસારમાં થોડાંએક વર્ષો સેવાપરાયણતામાં ગાળ્યાં હતાં.

રામકૃષ્ણ સર્વ ધર્મને સરખાજ ગણતા હતા. તેઓ કહેતા કે "પ્રભુ, અલ્લા, ગૉડ, બધા એકજ છે. માત્ર તેમને પહોંચવાના માર્ગો જુદા જુદા છે."

તેઓ કેટલોક વખત ગોપી વેષે રહ્યા હતા, અને શ્રી કૃષ્ણનું પ્રેમભક્તિથી ગાન કરી શ્રી કૃષ્ણનાં દર્શન તેઓ પામ્યા હતા.

મહમ્મદ અને ઈશુની પણ ભક્તિ કરી તેઓ મહમ્મદ અને ઇશુને પણ જોઇ શકયા હતા.

રામકૃષ્ણ પરમહંસને ઘણા શિષ્યો હતા. તેમના મુખ્ય શિષ્યોમાં સ્વામી વિવેકાનંદ હતા.

સ્વામી વિવેકાનંદે યુરોપ અને અમેરિકા જઈ હિન્દુ ધર્મનો ઉપદેશ કરેલો અને ઘણાય યુરોપીઅનો તથા અમેરિકનોને હિન્દુધર્મ પાળતા કરેલા.

સ્વામી વિવેકાનંદનું મૂળ નામ નરેંદ્ર હતું. એકવાર સ્વામી કલકત્તામાં ઉપદેશ કરતા હતા, ત્યારે નરેંદ્ર પણ ત્યાં હાજર હતો.

નરેંદ્ર યુવાન, બી. એ. સુધી ભણેલો, અને નાસ્તિક જેવો હતો. તેણે ઉપદેશાન્તે સ્વામીને હિમ્મતથી પૂછયું.

"મહારાજ! આપને પ્રભુ મળેલ છે?"

સ્વામી—"હા."

નરેંદ્ર—"આપ એને જોઈ શકો છો?"

સ્વામી—"તને જોઈ શકું છું તેના કરતાં વધારે સારી રીતે."

વિવેકાનંદને સ્વામીનો રંગ લાગ્યો. તેઓ તેમની પાસે જવા લાગ્યા. તેમના શિષ્ય થયા, નવા યુગના એક મહાન્ સાધુ થયા.

સ્વામી વિવેકાનંદ કહે છે કે "પરમહંસજી પાસેથી હું જે શીખ્યો તેનો સાર આ છે."

"ધર્મ દેવાલયો કે મંદિરોમાં નથી, કે નથી તે કથા વાર્તા કે પૂજનમાં, તેમજ એ નથી પુસ્તકોમાં કે મોટા ધર્મના ભાષણોમાં; એ તો માત્ર સ્વાનુભવમાંજ છે."

"પ્રભુપ્રેમ અને દ્રવ્યપ્રેમ પરસ્પર વિરોધી છે. પ્રભુ પ્રેમના ઉપાસકે દ્રવ્યપ્રેમનો મોહ છોડવો જોઈએ."

"સર્વનો પ્રભુ એકજ છે. તેને પામવાના માર્ગો માત્ર ભિન્ન ભિન્ન છે."

સ્વામી બંગાળમાં ફરતા અને લોકોને ઉપદેશ કરતા. તે જ્યારે વૃદ્ધ થયા ત્યારે તેમને ઝાડાનો વ્યાધિ થયેલો. ડાક્ટરે સ્વામીને બોલવાની ના પાડેલી, પણ લોકહિતાર્થે તેઓ વ્યાખ્યાન બંધ રાખતા નહિ. દિવસ અને રાત્રિના ચોવીશ કલાકમાંથી તેઓ બાવીશ કલાક ઉપદેશ આપતા.

તેઓ સને ૧૮૮૬માં ગુજરી ગયા.

# દેવેન્દ્રનાથ ઠાકુર

આધુનિક જગત્ રવિન્દ્રનાથ ઠાકુરને ભક્તિપૂર્ણ કાવ્યોથી ભરપૂર ગીતાંજલિના લેખક તરીકે–એક કવિશિરોમણિ તરીકે પીછાણે છે. પરંતુ તેના પિતા દેવેન્દ્રનાથને તો બંગાળામાં ઘણા લોકો એક મહર્ષિ તરીકે પૂજે છે. પૂર્વ-કાળમાં ઋષિઓ ઉચ્ચ જીવન ગાળી, આત્મકલ્યાણ સાધી, જીવન સાર્થક કરતા તેનું આધુનિક સમયમાં જ્વલંત દૃષ્ટાંત મહર્ષિ દેવેન્દ્રનાથ થઇ ગયા. મહર્ષિ દેવેન્દ્રનાથનું જીવન એટલે પ્રભુમય જીવન–ઋષિજીવન.

દ્વારકાનાથ ઠાકુર તેના સમયના એક પ્રતિષ્ઠિત અને મોટા ધનાઢ્ય હતા; તેઓ અંગ્રેજો સાથે ભાગમાં વ્યાપારની એક મોટી પેઢી ચલાવતા. દ્વારકાનાથના પુત્ર દેવેન્દ્રનાથ બાળપણથીજ લક્ષ્મીને ખોળે બેઠા હતા; અને તેમને સર્વ ઐહિક વિભવોનો સહજ ઉપભોગ હતો.

દાદીમા–દ્વારકાનાથની માતા–એક ધર્મપરાયણ પવિત્ર આર્યા હતાં. શાલિગ્રામની પૂજા, દેવદર્શન, દાનપુણ્ય દાદીમાને બહુજ ગમતાં. દેવેન્દ્ર દાદીમાનું પ્રીતિપાત્ર હતા અને લગભગ દાદીમાની સાથેજ રહેતા. બચપણથીજ દાદી-માની ધર્મભાવનાઓએ દેવેન્દ્રમાં પ્રવેશ કર્યો.

દાદીમાના અવસાન સમયે દેવેન્દ્રના જીવનમાં એક અતિ અગત્યનો પ્રસંગ બન્યો. બંગાળાના રીતરિવાજ

પ્રમાણે દાદીમાનો અવસાનકાળ સમીપ આવ્યો ત્યારે દાદીમાને ગંગાકિનારે લઇ જવામાં આવ્યાં. ત્યાં તેને એક છાપરામાં ગખ્યાં. દેવેન્દ્ર એ દિવસોમાં દાદીમાની પાસે જ રહેતા.

દેવેન્દ્રનાથ લખે છે:-"દાદીમાના અવસાનની આગલી રાતે નીમતોલા ઘાટ ઉપર, છાપરા પાસે હું એક સાદી ચટ્ટાઈ ઉપર બેઠો હતો. પૂર્ણિમા હતી. ચંદ્ર આકાશે ચડેલો હતો. સ્મશાનભૂમિ સમીપ હતી. દાદીમા પાસે પ્રભુકીર્તન થતાં હતાં. પ્રભુકીર્તનના શબ્દો મારે કાને અથડાયા અને સહસા આ સંસારની નશ્વરતાની મારા હૃદયમાં ઝાંખી થઇ. મને કંઈ નવીનજ અનુભવ થયો; દ્રવ્યાદિ ઉપર મને સાવ તિરસ્કાર આવ્યો. જે સાદી ચટ્ટાઇ ઉપર હું બેઠો હતો તે મને મારા સુંદર કિંમતી ગાલીચા કરતાં પ્રિયતર લાગી. પૂર્વે કદી નહિ અનુભવેલ આનંદ હું અનુભવી શકયો." આ વખતે દેવેન્દ્રનાથનું વય અઢાર વર્ષનું હતું.

દાદીમા સ્વર્ગે ગયાં, તેની પાછળ શ્રાદ્ધ ક્રિયા પણ થઈ ચૂકી. એ રાતે તો બ્રહ્માનંદ અને વૈરાગ્યભાવના દેવેન્દ્રના હૃદયમાં પૂર્ણ ઉભરાયાં. પરંતુ પછી તે આનંદ ઉડી ગયો; માત્ર જગત્ ઉપર અનાસક્તિ રહી. એ આનંદ પુનઃ મેળવવા દેવેન્દ્રે અથાગ પ્રયત્ન કર્યો પણ તે તો ગયો તે ગયો જ. દેવેન્દ્રની જીવનનૌકાનું સુકાન ફર્યું. અત્યાર સુધી દેવેન્દ્ર વિભવો અને મોજમઝામાં ડુબેલો હતો; આધ્યાત્મિક સુખ શું તેનો તેને ખ્યાલ સરખોય ન હતો; પરંતુ જેમ

પૂર્ણિમાની રાતના અનુભવે હવે તેને ગાંડો બનાવ્યો, તેને વિરક્ત, મસ્ત, પાગલ બનાવ્યો.

દેવેન્દ્રને લાગ્યું કે વિભવોનો ત્યાગ કરવાથી કદાચ એ સુખ પુનઃ પ્રાપ્ત થશે, તેથી તેણે વિભવોને પણ છોડયા. એક દિવસ તે બેઠકખાનામાં બેઠા હતા ત્યારે પાસે બેઠેલાઓને કહ્યું, "આ બેઠકખાનામાં જે બધી વસ્તુઓ છે તે જેને જોઈએ તે માગી લ્યો. હું તે આપી દઈશ." દેવેન્દ્રના પિત્રાઈ વગેરેએ સઘળી કિંમતી વસ્તુઓ દીવાનખાનામાંથી લઈ ગયા. દેવેન્દ્રનાથને આથી આનંદ તો થયો. પરંતુ પેલા પરમસુખની તૃષ્ણા તો તૃપ્ત થઈ નહિ.

દેવેન્દ્રનાથે આત્મજ્ઞાન મેળવવા માટે સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો, સાથે અંગ્રેજી ફીલસુફીના ગ્રંથો પણ વાંચ્યા. દેવેન્દ્રનાથ પોતાના 'જીવનસ્મૃતિ" નામક ગ્રંથમાં લખે છે, "અંગ્રેજી ફીલસુફીથી મને સંતોષ થયો નહિ. મને પ્રભુદર્શનની ઈચ્છા હતી; તેનો માર્ગ એ ફીલસુફીમાં ક્યાંય દેખાયો નહિ."

દેવેન્દ્રનાથે ઘણું ઘણું વાંચ્યું-વિચાર્યું, અને ઘણાંએ વલખાં માર્યાં. તેમને એક દિવસ એમ લાગ્યું કે પ્રભુ નિરાકાર છે. તેણે તેના હાથથી આ વિશ્વ બનાવ્યું નથી, પરંતુ તેની ઈચ્છામાત્રથી આ સઘળું ઉત્પન્ન થયું છે. તે કાલીઘાટની કાલી નથી કે કુલદેવ શાલિગ્રામ નથી. તે તો અનન્ત જીવન છે-તે સર્વજ્ઞ છે, જેને આધીન આખું વિશ્વ છે.

ઈશ્વરના નિરાકાર સ્વરુપનું જ્ઞાન થયું ત્યારથી મૂર્તિ-પૂજામાંથી દેવેન્દ્રની શ્રદ્ધા ગઈ. તેમને બ્રંગસમાજના સમર્થ સુધારક રામમોહનરાય સાંભર્યા, અને તેમણે રામમોહનરાયને પગલે ચાલવાનો નિશ્ચય કર્યો. દેવેન્દ્ર અને તેના ભાઈઓએ પ્રતિજ્ઞા લીધી કે મૂર્તિપૂજા કરવી નહિ અને ગૃહદેવની આરતી થાય ત્યારે તે દેવને નમસ્કાર કરવા નહિ. દેવેન્દ્ર પોતાના પિતાના માનની ખાતર મંદિરમાં જતા પરંતુ નમસ્કાર વખતે તે માત્ર ઉભાજ રહેતા, અને પોતાની પ્રતિજ્ઞાનું અડગ ધૈર્યથી પાલન કરતા. દેવેન્દ્રને એમ લાગવા માંડયું કે હિન્દુધર્મશાસ્ત્રોમાં માત્ર મૂર્તિપૂજાનું સમર્થન છે, અને નિરાકાર નિરંજન પ્રભુના સ્વરુપનું વર્ણન કયાંઇ લખેલ નથી, પરંતુ તેમને થોડાજ સમયમાં જણાયું કે તેમની માન્યતા ભૂલભરેલી છે. એક-વાર દેવેન્દ્ર એક સ્થળે બેઠા હતા. તેમની પાસેથી એક કાગળનો કટકો ઉડતો ઉડતો પસાર થઇ ગયો. દેવેન્દ્રની તેના ઉપર દૃષ્ટિ પડી. દેવેન્દ્રે તે લીધો પણ તેમાં શું લખ્યું છે તે સમજી શકયા નહિ. લખાણુ સંસ્કૃત ભાષામાં હતું. દેવેન્દ્રે પોતાના ઘરના શાસ્ત્રી શ્યામચરણ ભટ્ટાચાર્યને તેનો અર્થ કરવા કહ્યું. ભટ્ટાચાર્યે તે કાગળનો ટુકડો વાંચીને દેવેન્દ્ર પ્રતિ કહ્યું કે, " હું આ લખાણુનો અર્થ બેસારીશ નહિ. કદાચ બ્રહ્મસમાજના રામચંદ્ર વિદ્યાવાગીશ બેસારી શકશે." દેવેન્દ્રનાથે તુરતજ રામચંદ્ર વિદ્યાવાગીશને બોલાવ્યા. વિદ્યાવાગીશે કહ્યું, " અરે આ તો ઇશોપનિષદ્‌માંથી છે. "

દેવેન્દ્રનાથ જણાવે છે કે "ईशावास्यमिदं सर्वं" એ વાક્યનો અર્થ જ્યારે મને વિદ્યાવાગીશે સમજાવ્યો ત્યારે મારા હૃદયનો આનંદ ઓરજ હતો. મારા હૃદયમાં હું જે અનુભવતો હતો તે આજે મેં ઉપનિષદ્‌ના શબ્દોમાં જોયું. મારા હૃદયને અત્યંત શાંતિ થઈ—તૃપ્તિ થઇ, અત્યાર સુધી હું अतो भ्रष्टस्ततो भ्रष्टः હતો. હવે મને દેવસુખની પ્રાપ્તિ થઈ. હવે હું પ્રભુપ્રેમ અનુભવવા લાગ્યો."

પછી દેવેન્દ્રે ઉપનિષદોનો અભ્યાસ આરંભ્યો, અને ઉપનિષદોમાં જે અપૂર્વ સત્ય રહેલું છે તે જાણ્યું. તેમને લાગ્યું કે ઉપનિષદોમાં જે સત્યજ્ઞાન છે તેજ સત્યજ્ઞાન લોકોનો ઉદ્ધાર કરશે, અને તેમને અંધકારમાંથી તારી શકશે. આથી કરીને તેમણે એક "તત્વબોધિની સભા" સ્થાપી અને સત્યજ્ઞાનના ફેલાવા માટે સતત્ પ્રયાસ આરંભ્યો. થોડા જ વખત પછી એકવાર દેવેન્દ્રનાથ બ્રાહ્મસમાજના મકાને ગયા. તેમણે બ્રાહ્મસમાજનું કામ જોયું. બ્રાહ્મસમાજનો અને તેમનો ઉદ્દેશ-બ્રહ્મઉપાસના-તેમને એકજ લાગ્યો, એટલે તેમણે બ્રાહ્મસમાજ સાથે "તત્વબોધિની સભા" જોડી દીધી. આ સમયે (ઇ. સ. ૧૮૪૨) બ્રાહ્મસમાજના આદિસ્થાપક રામમોહનરાયના અવસાનને નવ વર્ષ થયાં હતાં. બ્રાહ્મસમાજ સુવ્યવસ્થિત નહોતી. માત્ર થોડાએક માણસો એકઠા થતા અને વેદમંત્રોચ્ચાર તથા પ્રાર્થના કરતા. રામચન્દ્ર વિદ્યાવાગીશ સમાજ સ્થાપન થઇ ત્યારથી (ઇ. સ. ૧૮૨૮થી) આચાર્યનું કામ કરતા, પરંતુ બહુજ

લોક માણસો એકઠા થતા અને સમાજ લગભગ પડતી દશામાં આવતી જતી હતી. દેવેન્દ્રના જોડાવાથી સમાજમાં નવું બળ આવ્યું; અને ત્યાર પછીથી સમાજનું કાર્ય પુરજોસથી આગળ વધ્યું.

એક બાજુએ બ્રહ્મસમાજની પ્રવૃત્તિ જોસભેર ચાલતી હતી, અને બીજી તરફથી ખ્રિસ્તી પાદરીઓ ખ્રિસ્તી ધર્મ ફેલાવવાને અથાગ પ્રયત્ન કરી રહ્યા હતા. ૧૮૪૫ માં એમ બન્યું કે ઉમેશચંદ્ર તથા તેમનાં પત્ની ડૉ. ડફ નામના ખ્રિસ્તી પાદરીને ત્યાં ગયા, અને ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાનો નિશ્ચય કર્યો. ઉમેશના પિતાએ તેને પાછો ઘેર બોલાવવા ઘણુંએ પ્રયત્ન કર્યો પરંતુ તેનું કાંઈ વળ્યું નહિ. આખરે તેણે વરિષ્ટ અદાલતમાં ફરિયાદ માંડી, પણ તે કાઢી નાખવામાં આવી. ડૉ. ડફને ઘણુંએ સમજાવ્યો, પરંતુ તેણે લેશમાત્ર દરકાર કર્યા સિવાય ઉમેશ તથા તેની પત્નીને ખ્રિસ્તી બનાવ્યાં. આ વાત દેવેન્દ્રનાથને કાને આવી અને તેથી તેને ઘણું લાગી આવ્યું. આ વાત સાંભળીને તેઓ બોલી ઉઠયા કે, “હવે તો ઘણું થાય છે, તેઓ આપણા જનાના સુધી પહોંચ્યા; તેમણે આપણી સ્ત્રીઓને પણ ખ્રિસ્તી બનાવી.”

દેવેન્દ્રનાથે તત્ત્વબોધિની નામની પત્રિકામાં અક્ષયકુમાર દત્ત પાસે એક સખ્ત લેખ લખાવ્યો. એ લેખનો કેટલોક ભાગ નીચે પ્રમાણે છે:—“ આપણા જનાનાની સ્ત્રીઓ પણ હવે આપણો ધર્મ તજી અન્યધર્મનો સ્વીકાર કરવા લાગી છે.

આવી ભયંકર પરિસ્થિતિથી પણ શું આપણે જાગૃત નહિ થઈએ? હવે આપણે ક્યાંસુધી અઘોર નિદ્રામાં પડી રહીશું? આપણો ધર્મ નાશ થવા બેઠો છે; દેશનું સત્યાનાશ જવાનો વખત આવી પુગ્યો છે. અરે! આપણું હિંદુપણું ભૂલાઈ જવા આવ્યું છે, માટે ભાઇઓ! જો કહિ તમે તમારૂં અને તમારા કુટુંબનું હિત ચાહતા હો, તમે આપણા દેશની પ્રગતિ ઈચ્છતા હો, અને તમને સત્યને માટે માન હોય, તો તમે તમારા બાળકોને તેમની નિશાળે મોકલો નહિ. દેશી નિશાળો સ્થાપો, અને તેમાં તમારાં બાળકોને કેળવો."

ઉક્ત લેખથી લોકોને ઘણી અસર થઇ. દેવેન્દ્ર શહેરના સર્વ પ્રતિષ્ઠિત ગૃહસ્થોને મળ્યા અને તેમને સમજાવી આખરે એક દેશી શાળા સ્થપાવી, અને વિદ્યાર્થીઓને ખ્રિસ્તી પાદરીઓની નિશાળમાં જતા અટકાવ્યા. ત્યારથી બંગાળામાં ખ્રિસ્તી પાદરીઓની સત્તા ઓછી થવા માંડી અને અંતે ખ્રિસ્તીધર્મ ફેલાવવાના એમના પ્રયાસો નિષ્ફળ ગયા.

૧૮૪૬ માં દેવેન્દ્રના પિતા દ્વારકાનાથ ઈંગ્લાંડમાં ગુજરી ગયા. તેમના મૃત્યુ પછી બે બનાવોએ દેવેન્દ્રને અધ્યાત્મબળની ખરી કસોટીએ મૂકયા. દેવેન્દ્ર કુટુંબમાં સૌથી મોટા હતા, અને તેથી રૂઢી અનુસાર પિતાની શ્રાદ્ધાદિ ક્રિયા તેમને કરવાની હતી; પરંતુ આમાં મૂર્તિપૂજન આવતું હતું, અને બ્રાહ્મણ ધર્મ પ્રમાણે દેવેન્દ્ર મૂર્તિપૂજા

કરી શકે તેમ ન હતું. ધર્મશાસ્ત્ર પ્રમાણે શ્રાદ્ધાદિ ક્રિયા કરવા દેવેન્દ્રને ઘણું સમજાવ્યા, પરંતુ તે પોતાના નિશ્ચયમાં અડગ રહ્યા. તેમના ભાઇઓ પણ દેવેન્દ્રના મતથી જુદા પડયા, તોપણ દેવેન્દ્ર પોતાના નિશ્ચયને વળગી રહ્યા. સગાસંબંધીઓએ દેવેન્દ્રનો ત્યાગ કર્યો, પરંતુ દેવેન્દ્રે કશી દરકાર કરી નહિ. જે વિધિમાં મૂર્તિપૂજન ન આવે તે વિધિથી દેવેન્દ્રે પિતાનું શ્રાદ્ધ કર્યું.

દેવેન્દ્ર લખે છે કે, “ મારા મિત્રોએ અને મારા સગાસંબંધીઓએ મારો ત્યાગ કર્યો, પરંતુ મારા પ્રભુએ મને તેનો પોતાનો કરી રાખ્યો. સત્યના વિજયથી મારા અન્તરાત્માને શાન્તિ થઈ. મારે બીજી કઇ વાંચ્છાના હોય ? ”

પિતાની વેપારની પેઢી ભાંગી તે બીજો બનાવ હતો. દ્વારકાનાથનું દેવું લગભગ એક કરોડ રૂપીયાનું હતું અને લેણું માત્ર ૪૩ લાખ જેટલું હતું. પેઢીના મેનેજર મિ. ડી. એમ. ગાર્ડને લેણદારોની એક સભા બોલાવી, અને દેવેન્દ્રનાથ વગેરે વગેરે માટે જુદી રાખવામાં આવેલી ટ્રસ્ટમિલ્કત સિવાયની બીજી બધી મિલ્કત લેણદારોને લેણા બદલ આપી દેવા દરખાસ્ત મૂકી. લેણદારોએ એ દરખાસ્ત મંજુર કરી. પરંતુ પિતાનું દેવું પુરૂં દેવાય નહિ અને પોતે ટ્રસ્ટમિલ્કત રાખે એ વાત દેવેન્દ્રને પસંદ પડી નહિ. તેમણે પોતાના ભાઇની સલાહ લીધી અને છેવટે જાહેર કીધું કે પિતાના દેવામાં પોતે પોતાની ટ્રસ્ટમિલ્કત જે લેણદારો, કયદેસર લઈ શકે તેમ નથી,

તે પણ આપી દેવા ખુશી છે. દેવેન્દ્રની આવી ઉદારતા જોઇ એક લેણદાર તો સભામાં જ રડી પડયો. છેવટે એમ ઠરાવ્યું કે લેણદારોને તમામ મિલ્કત સોંપવી અને દ્વારકાનાથના કુટુંબના પોષણાર્થે રૂા. ૨૫૦૦૦) વાર્ષિક આપવા. દેવેન્દ્રના મનને આથી શાન્તિ થઇ. તેમણે પોતાના ભાઈને કહ્યું, " ભાઈ! આપણી મિલ્કત પિતૃઋણમાં આપી દઇ આપણે આજે 'વિશ્વજીત યજ્ઞ' કર્યો છે.'

બ્રહ્મધર્મ સ્વીકાર્યા પછી દેવેન્દ્રનાથ દુર્ગાપૂજાના તહેવારોમાં પ્રવાસે નીકળતા. એ રીતે એમણે બ્રહ્મધર્મનો ઉપદેશ ઘણા શહેરોમાં આપીને સ્થળે સ્થળે સમાજ સ્થાપી. ૧૮૫૬ માં તેઓ પ્રથમ જ હિમાલય ગયા. ત્યાં અભ્યાસ અને ધ્યાન માટે એકાન્તમાં દોઢ વર્ષ રહ્યા. ૧૮૫૭ ના બળવા પછી તેઓ કલકત્તા આવ્યા. બ્રહ્મસમાજનું કાર્ય હતું. આ સમયે સમાજની ક્ષિતજમાં કોઈ એક અસાધારણ વ્યકિતનો ઉદય થયો; આ વ્યકિતના આગમનથી બ્રહ્મસમાજમાં મોટું પરિવર્તન થયું. આ વ્યકિત તે સમર્થ સુધારક કેશવચંદ્ર સેન. કેશવચંદ્ર ધર્મવિચારમાં અત્યન્ત સ્વતંત્ર હતા. એક વખતે તેમના કુળગુરુ પાસેથી દીક્ષા લેવાનો પ્રસંગ આવતાં તેમણે તેમ કરવાની ના પાડી. કુટુંબી જનોએ તેમને તથા તેમનાં પત્નીને કુટુંબમાંથી કાઢી મૂકયાં. તેઓ દેવેન્દ્રનાથને ત્યાં થોડા વખત રહ્યાં.

કેશવની શક્તિ અને પ્રતિભા જોઇ દેવેન્દ્રનો તેના તરફ પક્ષપાત થયો. બંને સામાન્ય રીતે બ્રહ્મધર્મના સિદ્ધાન્તો

માં મળતા હતા, તેથી તેઓએ પૂર ઉત્સાહથી બ્રહ્મ-સમાજનું કાર્ય ઉપાડયું, અને સમાજને બહુજ સારી સ્થિતિમાં મુકી. ૧૮૬૨ માં દેવેન્દ્રનાથે કેશવને આચાર્યની પદવી આપી અને તેમનું નામ બ્રહ્માનંદ રાખ્યું; અને દેવેન્દ્ર પ્રધાનઆચાર્ય પદે રહ્યા. કાળબળે અને સંજોગ બળે દેવન્દ્ર અને કેશવના વિચારોમાં ભેદ પડવા લાગ્યો. જો કે દેવેન્દ્ર મૂર્તિપુજાના કટ્ટા વેરી હતા, પરંતુ સ્વભાવ-થી જ તેઓ ધર્મના વિષયોમાં પુરાણપ્રિય સંરક્ષક વૃત્તિના હતા. ઉપનિષદોમાં કથેલી ઉન્નત ધર્મભાવનાઓને પુનર્જીવન આપવા મથતા હતા.

વર્તમાન હિંદુસમાજને ઉંધી વાળવાના પક્ષના તે નહોતા. એમનો આદર્શ એમના સમયના શિક્ષિત યુવક વર્ગથી ભિન્ન હતો. એમને મન તો નીતિ અને ધર્મના વિષયોમાં પ્રાચીન ભારત બહુ ઉચ્ચ પદ ભોગવતું. અને જો કે નવા યુગની નવી ભાવનાઓ એમના જીવનમાં રગેરગે વહેતી હતી, છતાં પ્રાચીન ઋષિઓનો આત્મા તેમનામાં સ્પષ્ટ વિરાજતો હતો. તેઓ તેમના વ્યાખ્યાનમાં બાઇબલ કદી ટાંકતા નહિ, તેમજ ઇસુ કે તેના ઉપદેશોનો કદાપિ ઉલ્લેખ કરતા નહિ. તેઓ માત્ર હિન્દુધર્મશાસ્ત્રો ઉપર જ આધાર રાખતા. તેમની સર્વભાવનાઓ સર્વાંશે હિંદુ હતી. ઇસુ દૈવી છે અને ઇસુજ માત્ર મનુષ્ય જાતનો ઉદ્ધારક છે એમ તેઓ માનતા નહિ. ઉપનિષદોમાં કથેલા બ્રહ્મનેજ તેઓ માનતા હતા. સામાજીક સુધારાની બાબતમાં તેઓ ધીરે ધીરે સંભાળથી આગળ વધવાના પક્ષના હતા.

બીજી બાજુએ કેશવચંદ્રના વિચારો કંઈક જુદીજ જાતના હતા. પાશ્ચાત્ય સંસ્કૃતિએ તેનું ચારિત્ર્ય ઘડ્યું હતું. તેના જીવન ઉપર ખ્રિસ્તીધર્મની અસર બહુ હતી, અને તેને પરિણામે તે એક આગ્રહી સુધારક નીવડ્યા. તેમણે વિધવાલગ્ન અને જ્ઞાતિભેદના પ્રશ્નોની ચર્ચા ઉપાડી. તેઓ વારંવાર તેમના વ્યાખ્યાનોમાં નવો કરાર અને જીસસની વાતો કરતા. ખ્રિસ્તીધર્મ તરફ તેમનો સદ્ભાવ સ્પષ્ટ દેખાતો હતો.

દેવેન્દ્ર અને કેશવ હવે એકમતે કામ કરી શકે તેવું રહ્યું ન હતું. મતભેદનું પ્રથમ કારણ એ બન્યું કે કેશવચંદ્રે એવી દરખાસ્ત મૂકી કે બ્રહ્મસમાજના આચાર્યોએ ઉપવીત ધારણ કરવું નહિ. પ્રથમ તો દેવેન્દ્રે આ વાત સ્વીકારી, પરંતુ વધારે વિચાર કરતાં તેમને જણાયું કે એમ કરવું એ ઠીક નથી. કેશવચંદ્ર તો પોતાના મતને વળગી રહ્યા. આથી બંનેના મન ઉંચાં થયાં. ઇ. સ. ૧૮૬૩ માં બે જુદી જુદી જ્ઞાતિના સ્ત્રીપુરુષ વચ્ચે કેશવચંદ્રે લગ્ન કરાવ્યાં. દેવેન્દ્રને આ વાત પસંદ પડી નહિ. પરિણામ એ આવ્યું કે આખરે ૧૮૬૫ માં કેશવચંદ્ર દેવેન્દ્રનાથથી જુદા પડ્યા, અને ભારત બ્રહ્મસમાજની સ્થાપના કરી. કેશવના જુદા પડ્યા પછી દેવેન્દ્રનાથે મૂળ બ્રહ્મસમાજને 'આદિ બ્રહ્મસમાજ' નામ આપ્યું.

કેશવચંદ્રે ભારત બ્રહ્મસમાજ સ્થાપી અને દેવેન્દ્રનાથથી જુદા પડ્યા, ત્યારથી દેવેન્દ્રનાથ પણ 'આદિ

બ્રહ્મસમાજ" ના કાર્યમાંથી ધીમે ધીમે નિવૃત્ત થવા લાગ્યા. અલબત બ્રહ્મસમાજનું સઘળું કાર્ય તેમની સલાહ અને દેખરેખ નીચે થતું. બિરભૂમ ડિસ્ટ્રીકટમાં બોલપુરમાં દેવેન્દ્રનાથે પોતાનુ એક રહેઠાણુ રાખ્યું હતું; તેનું નામ 'શાન્તિ નિકેતન' રાખેલું. અહીં દેવેન્દ્ર યુવાવસ્થામાં ધ્યાન અને અભ્યાસમાં ઘણો વખત ગાળતા. તેમના આખર દિવસોમાં તેઓ વારંવાર ફારસી કવિ હાફીઝના શબ્દો મુખપર લાવતા—" The bell is tolling; I have heard the call, and am ready to depart with all my luggage."

દેવેન્દ્રનાથ ઇ. સ. ૧૯૦૫ના જાન્યુઆરીની ૧૯મી તારીખે બાર ઉપર બે વાગે કલકત્તામાં આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી પ્રભુના પરમપદને પામ્યા. દેવેન્દ્રનાથના મૃત્યુ પછી બાબુ આનંદ મોહન બોઝ પોતાના એક પત્રમાં જણાવે છે કે:—

" Son of Dwarkanath and the first secretary of the British Association, he might have been a Maharaja long before this. But he chose the better part. Maharajas die, but Maharshies live —live in the grateful hearts of unborn generations."

" એ એકની જ (બ્રહ્મ) ઉપાસનાથી પરલોકનું અને આ લોકનું કલ્યાણ થાય છે."

" એનામાં પ્રીતિ રાખવી અને એને પ્રિય એવાં કાર્ય કરવાં એજ એની ઉપાસના."

# નાગ મહાશય

પૂર્વ બંગાળામાં દેવભોગ નામનું એક નાનું ગામ છે. ત્યાં સને ૧૮૪૬ના ઑગસ્ટ માસની તા. ૨૧મીએ દુર્ગાચરણ નાગનો જન્મ થયો હતો. એના પિતાનું નામ દીનદયાળ અને માતાનું નામ ત્રિપુરાસુંદરી હતું.

નાગનાં માતા તેમને સાત વર્ષનો બાળક મૂકી ગુજરી ગયાં હતાં. બાલ્યાવસ્થામાં તેની સંભાળ તેની ફોઇએ લીધી હતી.

દીનદયાળ સત્યનિષ્ઠ, નિર્લોભી અને ધર્મભીરુ હતા. એ કલકત્તામાં રાજકુમાર અને હરપ્રસન્નપાલ ચોધરીની પેઢીમાં નિમકહલાલીથી નોકરી કરતા હતા. શેઠનો એમના પર અત્યન્ત વિશ્વાસ હતો.

એક વાર દીનદયાળને પેઢીનો માલ લઈ કલકત્તાથી નારાયણગંજ જવું થયું. મુસાફરી નદીના જળ પર હોડીથી કરવાની હતી. રસ્તામાં સહીસલામત સ્થાને પહોંચતાં પહેલાં રાત્રિ પડી ગઇ તેથી એક સ્થળે હોડી લંગારી અને રાત્રિ માટે મુકામ કર્યો. એ સ્થળ અતિ ભયંકર હતું, અને ચોરોનો બહુ ત્રાસ હતો. દીનદયાળ લાકડી હાથમાં રાખી આખી રાત માલની ચોકી કરવા બેસી રહ્યા. સવાર થતા તે શૌચ કરવા કિનારા પર ઉતર્યા. થોડેક દૂરના એક ખાડામાં તેઓ દિશાએ ગયા, ત્યાં તેમણે એક સોનામહોરથી ભરેલો ઘડો

જોયો. તેઓ એ દ્રવ્ય જોઈ ચમકયા. તુરતજ તે હોડી પર આવ્યા, અને ખલાસીઓને હોડી હંકારી મૂકવા કહ્યું. ઘણે દૂર નીકળી ગયા પછી તેમણે હોડી જલદી હંકારી મૂકવાનું કારણ જણાવ્યું કે, “ ધન જોઈ મને લોભ થયો હતો, અને કદાચ એ સ્થળે હું વધારે વખત રોકાઉં તો એ ધન લેવાનું મને મન થાય, એટલા માટે મેં હોડી તરત જ હંકારાવી હતી.” તેઓ પારકાનું દ્રવ્ય લોઢા જેવું ગણતા.

નાગ મહાશય નાનપણથી જ મિષ્ટભાષી, સુશીલ અને નમ્ર સ્વભાવના હતા. તેમને પુરાણોની વાતો સાંભળવાનો ઘણો શોખ હતો. નાગ મહાશય બહુ રમતીયાળ ન હતા, છતાં મિત્રોના આગ્રહથી ઘણીવાર રમતમાં જોડાતા. તેઓ સત્યને બહુ પસંદ કરતા, તેથી રમતમાં પણ જો કોઈ જૂઠું બોલનાર જૂઠું ન બોલવાની પ્રતિજ્ઞા કરે ત્યારે જ તેની સાથે રમતા અને બોલતા. રમતમાં નાગ મહાશય હમેશ જે પક્ષ સાચો હોય તેજ પક્ષને માન આપતા. કોઈવાર રમતમાં તકરાર પડે તો નાગ મહાશય સાચેસાચો ન્યાય આપતા અને તેમ કરતાં પોતાના પક્ષને નુકશાન થાય તેની લેશ માત્ર દરકાર કરતા નહિ. એક વાર પોતે રમવા ગયા; રમતમાં બે પક્ષ પડ્યા હતા. એક પક્ષમાં તેઓ પોતે હતા. ર[illegible] કંઇ તકરાર પડી એટલે સૌએ સમાધાન કરવા અને કયા પક્ષનું કહેવું સાચું છે તે નક્કી કરવા નાગ મહાશયને કહ્યું. નાગ મહાશયે પોતાના પક્ષનું હિત ન સાચવતાં જે હકીકત સત્ય હતી તે જાહેર કરી અને પોતાનો

પક્ષ લીધો તેની દરકાર ન કરી. નાગ મહાશયના ન્યાયથી એના પોતાના પક્ષવાળા ક્રોધે ભરાયા અને નાગ મહાશયને ખુબ માર્યા. મારથી એમને ઘણી ઇજા થઇ હતી, પરંતુ તેમણે એ સંબંધી કોઇને કંઇ પણ વાત કરી નહિ. સત્યને ખાતર પોતે માર ખાધો છે એમ વિચારી તે અંતરથી રાજી થયા. પાછળથી તેમના મિત્રોને બહુ પસ્તાવો થયો, અને પોતાના દુષ્ટ કૃત્ય માટે સૌએ નાગ મહાશયની માફી માગી.

નાગમહાશયને નાનપણથી જ અભ્યાસપર બહુ પ્રીતિ હતી. નારાયણગંજની નિશાળમાં ચાલતો અભ્યાસ પુરો કર્યા પછી તેમણે ઢાકા અભ્યાસ કરવા જવાનો નિશ્ચય કર્યો, અને ઢાકાની 'નોર્મલ સ્કૂલ' માં દાખલ થયા. એ નિશાળમાં તે માત્ર પંદર માસ ભણ્યા. ઢાકા નારાયણ-ગંજથી પાંચ ગાઉ દૂર હતું. હમેશ નાગમહાશય નારા-યણગંજથી પાંચ ગાઉ દૂર ભણવા જતા. તેઓ એટલા બધા નિયમિત હતા કે પંદર માસના અભ્યાસમાં માત્ર બે જ દિવસ તેઓ ગેરહાજર હતા. વરસાદના દિવસોમાં પણ તે જતાં આવતાંના દશ ગાઉ ચાલવા માટે કદિ કંટાળતા નહિ. તેઓ ઘણીવાર કહેતા કે, "ઢાકા ભણવા જતાં મને કોઈ દિવસ કંટાળો આવ્યો નથી; જંગલની ઝાડીમાં પણ હું નિર્ભયપણે ચાલ્યો જતો. જો મને ભૂખ લાગતી તો એક પૈસાના ચણા લઈ ખાતો."

ઢાકામાં પંદર માસ અભ્યાસ કર્યા પછી નાગમહાશય

કલકત્તા આવ્યા. કલકત્તામાં તેઓ 'કેમ્પબેલ મેડીકલ સ્કૂલ' માં દાક્તરી અભ્યાસ માટે દાખલ થયા. દોઢ વર્ષ જેટલો વખત નાગમહાશય ઉક્ત શાળામાં ભણ્યા.

કેમ્પબેલ મેડીકલ સ્કૂલ છોડયા પછી નાગમહાશયે બંગાલના સુપ્રસિદ્ધ ડૉક્ટર બિહારીલાલ ભાદુડીની પાસે હોમીઓપેથી શીખવાનું શરૂ કર્યું. નાગમહાશય પોતાના અભ્યાસમાં એટલા બધા નિયમિત હતા અને એમનું વર્તન એટલું બધું સારૂં હતું કે તેના ગુરૂ ડૉક્ટર ભાદુડી હંમેશ તેમના પર પ્રસન્ન રહેતા, અને તેમને બહુ પ્રેમ-પૂર્વક તથા ઘણી કાળજીથી ભણાવતા.

નાગમહાશય અભ્યાસ કરતા હતા ત્યારથી જ તેમણે લોકોની સેવા શરૂ કરી હતી. એક નાની પેટીઓમાં દવાની શીશીઓ રાખી, અભ્યાગતમાંથી જ્યારે જ્યારે વખત મળતો ત્યારે ત્યારે નાગમહાશય ફળીયે ફળીએ ફરી ગરીબોને મફત દવા આપવા લાગ્યા.

દાક્તરી અભ્યાસ પુરો થયા પહેલાં તેમણે ધંધાની શરૂઆત કરી. તેઓ વિશેષતઃ પૈસા માટે નહિ પણ લોકોના ભલા માટે વૈદું કરતા. નાગમહાશય કોઈની પાસે દવા બદલ પૈસા માગતા નહિ પણ કોઈ રાજી ખુશીથી આપી જતા તો તે સ્વીકારતા. પૈસા માટે દરદીને કદી હેરાન કરતા નહિ.

નાગમહાશય દાક્તર તરીકે બહારનો ડોળ રાખતા નહિ. તેમને દૂર દૂર દરદીને તપાસવા જવું હોય તોપણ

ગાડીમાં બેસતા નહિ. પગે ચાલીને જ જતા. તે હંમેશ સાધારણ પોષાકમાં જ રહેતા. ડાક્તરો પહેરે છે તેમ કોટ, પાટલુન, મોજાં, કોલર, ટાઈ તેઓ શરીરપર કદી ચડાવતા નહિ. તેઓ કહેતા કે, " મારે સારા પોશાકની શી જરૂર છે? એટલા પૈસા કોઈ ગરીબને આપ્યા હોય તો તેનું અને આપણું બંનેનું ભલું થાય." તેઓ ગરીબના પૈસા ન લેતા એટલું જ નહિ પણ ઘણીવાર તો દરદીને ખરચવા માટે ઉલટા પોતાની પાસેથી પૈસા આપતા. રસ્તામાં કોઈ નિરાધાર રોગી માલુમ પડે તો પોતાને ઘેર લાવી તેની ચાકરી કરતા અને મફત દવા આપતા.

એક દિવસ નાગમહાશય કોઈ ગરીબ દરદીની તપાસ કરવા ગયા. દરદીને જોતાં જ તેની સ્થિતિ ગંભીર લાગી. તેઓ દરદીની પાસે ત્રણ ચાર કલાક બેસી રહ્યા અને દરદીની બહુ સારવાર કરી. ઋતુ શિયાળાની હતી અને રોગી પાસે ફક્ત એક ફાટલી કામળી હતી. દરદી બિચારો ટાઢથી ધ્રુજતો હતો. નાગમહાશયને એની સ્થિતિ જોઈ અત્યન્ત દયા આવી. તેમણે પોતાને શરીરે ઓઢેલી શાલ દરદીને ઓઢાડી દીધી અને ઘર તરફ ચાલવા માંડયું.

દરદી સારો થયો ત્યાર પછી હંમેશ નાગમહાશયની પાસે આવતો અને તેમની અનેક પ્રસંગે સેવા કરતો.

એક વાર નાગમહાશય એકબીજા દરદીને જોવા ગયા. એ દરદીના ઘરમાં બહુ ભેજ હતો, અને એ ભેજ જ દરદીની

બિમારીનું કારણ હતું. નાગમહાશય પોતાનો સૂવાનો ખાટલો પોતાને ઘેરની ખંભે ઉંચકી લઈ આવ્યા અને તેના પર પથારી કરી આપી દરદીને તેમાં સૂવાડયો. ભેજથી મુકત થવાથી દરદી સાજો થયો.

નાગમહાશય પોતાના દરદીઓ માટે બહુ ચિંતા રાખતા. તેમને રોગમાંથી મુક્ત કરવા તેઓ અનેક પ્રયત્નો કરતા. કદિ તેઓ નિષ્ફળ જતા તો તેમને બહુ લાગી આવતું. કોઈ દરદીને પોતે બચાવી ન શકતા ત્યારે તેમને જાણે પોતાનું જ માણસ મરી ગયું હોય તેમ લાગી આવતું.

એક વાર એક નાનું બાળક ભરાઈ ગયું. નાગમહાશય આખો દિવસ એ બાળકની પાસે બેસી રહ્યા અને અનેક ઉપચારો કર્યા, પરંતુ આખરે તે બાળક બચ્યું નહિ. નાગમહાશય ઘેર આવી મિત્રો પાસે રડવા લાગ્યા કે, "અરે! એ બિચારાનું ઘર સ્મશાન જેવું થઇ ગયું." નાગમહાશયને એ બાળકના મૃત્યુથી એટલું બધું લાગી આવ્યું કે તે રાત્રે તેઓએ ભોજન પણ લીધું નહિ.

નાગમહાશય બીજા ડાકટરો પેઠે પોતાની દવાના ઘણા પૈસા લેતા નહિ. માત્ર જેટલો વ્યાજબી ખર્ચ થાય તે ખર્ચ અને તે ઉપરાંત પોતાની મહેનતના બદલામાં થોડુંએક લેતા. તેમને પોતાની દવા બદલ કોઈ વધારે પૈસા આપે તો તેમનું મન દુઃખાતું અને તેઓ વધારે પૈસા ન લેતાં, માત્ર જે વ્યાજબી ફી વગેરે થાય તે લેતા.

પાલ બાબુના તેઓ કુટુંબવૈદ્ય હતા. એક વખત પાલ બાબુને ત્યાં એક સ્ત્રીને ભયંકર રોગ થયો. નાગમહાશયે દવા શરૂ કરી પણ તેથી કંઇ ફેર પડયો નહિ. નાગમહાશયે ગભરાઈ જઈ ડાકતર ભાદુડીને બોલાવવા ભલામણ કરી. ભાદુડી ડાકતરને બોલાવવામાં આવ્યા. ભાદુડી ડાક્તરે દરદીને તપાસી જોઇ દવામાં શું આપ્યું છે તે નાગમહાશયને પૂછ્યું. નાગમહાશયે પોતે આપેલી દવાનું પ્રિસ્ક્રિપ્શન બતાવ્યું. પ્રિસ્ક્રિપ્શન જોઈ ભાદુડીએ કહ્યું, "હું નાગમહાશય કરતાં કોઇ બીજી સારી દવા આપી શકું તેમ નથી. અસર કરશે તો એજ દવા કરશે" પાલ બાબુએ ભાદુડીને પોતાની દવા આપવા કહ્યું પણ ભાદુડીએ દવા ન આપી અને નાગમહાશયમાં વિશ્વાસ રાખવા કહ્યું. છેવટે નાગ મહાશયથી દરદીને ધીમે ધીમે આરામ આવવા લાગ્યો અને થોડા દિવસમાં તદન આરામ આવી ગયો. પાલબાબુ નાગમહાશય પર બહુ પ્રસન્ન થયા. તેમની સેવા બદલ પાલબાબુએ એક ચાંદીના સુંદર લોટામાં અઢીસો રૂપીયા ભરી નાગમહાશયને ઇનામ આપવા માંડયું. નાગમહાશયે તે લેવા ચોકખી ના પાડી. પાલબાબુએ બહુ આગ્રહ કર્યો ત્યારે નાગ મહાશયે માત્ર પોતાની મહેનત અને દવા બદલ રૂપીયા વીસ લીધા.

નાગમહાશયે અઢીસો રૂપીયા જેવી મોટી રકમ ન લીધી તે માટે તેમના પિતા દીનદયાળે તેમને ઠપકો આપ્યો. નાગમહાશયે ઉત્તર આપ્યો, "આપેજ મને ધર્મપરાયણ

થવા ઉપદેશ આપ્યો છે. હું જાણું છું કે મારી દવાની કીંમત ફક્ત છ રૂપીયાની છે. મેં સાત દિવસ મહેનત કરી છે, તેથી સાત દિવસની મહેનતના ચૌદ રૂપીઆ અને છ રૂપીઆ દવાના એમ ગણી મેં વીશ રૂપીયા લીધા છે. હું એથી વધારે લઉં તો અધર્મ ગણાય. બાકીના પૈસા પાલ-આબુ આપને આપે તો જરૂર ન લેતા."

દાક્તર તરીકે નાગમહાશયે કુલકતામાં ઘણી મોટી કીર્તિ મેળવી હતી. તેઓ બનતાં સુધી ગમે તેવા ભયંકર રોગને પણ દૂર કરતા. તેમના ગુરુ દાકતર ભાદુડી વારંવાર કહેતા કે, "ગંભીર રોગ પણ નાગમહાશયના પ્રિસ્ક્રિપ્શનથી નાબૂદ થાય છે. રોગની પરીક્ષા કરી દવા આપવામાં નાગમહાશય જેવો બીજો કોઈ દાકતર નથી."

નાગમહાશય એક સુપ્રસિદ્ધ દાકતર હતા, પરંતુ તેઓ અત્યંત સાદા અને પરોપકારી હતા. પરોપકારની તક આવતાં તે કદી ચૂકતા નહિ. પારકાના હિત માટે ગમે તેવું હલકું કામ પણ કરતાં તેઓ અચકાતા નહિ. નાગ-મહાશય બીજાનાં તેમજ પોતાનાં ચોખાદાળનાં મોટાં પોટલાં પણ બજારમાંથી ઉચકી લાવતા. એક સારા ડાકટરને મજુરી કરતાં જરા પણ શરમ આવતી નહિ. વિપત્તિમાં આવી પડેલા ગમે તેવા મનુષ્યને નાગમહાશય મદદ આપતા. તેમની પોળમાં પ્રેમચંદ મુન્શી નામનો એક મહા કૃપણ ગૃહસ્થ રહેતો હતો. તેની પાસે ઘણા પૈસા હતા, છતાં તે કદી ચાકર રાખતો નહિ. તે એટલો બધો સ્વાર્થી

હતો કે પોળમાં કોઇની સાથે સંબંધ રાખતો નહિ, અને કોઇને કોઈ પણ જાતની મદદ કરતો નહિ. કોઇને ત્યાં સારે કે માઠે પ્રસંગે જઇ સુખદુ:ખમાં ભાગ લેતો નહિ. માત્ર તે પોતાના પૈસાથી મગરૂર રહેતો અને પૈસાનું જ ધ્યાન કરતો.

એક વાર મુન્શીનો પિત્રાઈ ભાઇ મરી ગયો. કોઇને ત્યાં કોઇ પણ પ્રસંગે ન જતો એટલે એને ત્યાં કોઇ ગયું નહિ. તે ઘેર ઘેર આજીજી કરી આવ્યો, પરંતુ કોઇએ તેને ત્યાં આવવા દરકાર કરી નહિ. તે ઘણો દુ:ખી થઈ ગયો. પોતાના વર્તન માટે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. છેવટે તે નાગમહાશય પાસે આવ્યો. પરોપકારી નાગમહાશય તથા તેમના પિતા દીનદયાળ તુરત જ મુન્શીને ત્યાં ગયા અને શબને સ્મશાને લઈ જઈ અગ્નિદાહ કર્યો. પ્રેમચંદ મુન્શીની આંખ ઉઘડી ગઇ. તે દિવસથી તેણે પોતાના વર્તનમાં ફેરફાર કરી નાખ્યો. સ્વાર્થી પ્રકૃતિને દૂર કરી સૌની સાથે હળી મળીને ચાલવા લાગ્યો.

નાગમહાશયનું વલણ પ્રથમથીજ ધર્મ તરફ હતું, એટલે ધીમે ધીમે તેને દાકતરી ધંધામાં ઓછો રસ પડવા લાગ્યો. તેઓએ ધર્મશાસ્ત્રનું વાચન શરૂ કર્યું. પોતાનો લગભગ ઘણો સમય તેઓ પ્રભુભજન અને શાસ્ત્રાવલોકનમાં ગાળવા લાગ્યા. તેઓએ ધીમે ધીમે સંત સમાગમ વધાર્યો. તેમને સ્પષ્ટ લાગવા માંડયું કે જીવનનો ઉદ્દેશ કોઇ મહાન હોવો જોઇએ. નાગમહાશય રાતદહાડો એજ વિચાર કરવા લાગ્યા કે

"મનુષ્ય જગતમાં શા માટે જન્મે છે? શા માટે મરે છે? મૃત્યુ પછી તેની શી સ્થિતિ થતી હશે? શું મરણ થતાં બધા સંબંધ તૂટી જતા હશે? જો એમજ હોય તો પછી લોકો દુનિયામાં 'મારૂં મારૂં' કેમ કરતા હશે? જન્મ, જરા, અને મૃત્યુનું રહસ્ય શું? મારૂં કર્તવ્ય શું? મારો ગુરુ ક્યાં હશે?"

તેઓ ઘણીવાર એકાન્તમાં બેઠા બેઠા બોલી ઉઠતા કે "લગ્ન કર્યું, પૈસા કમાઉં છું; બંધન ઉપર બંધન આવતા જાય છે. હવે મુક્તિનો ઉપાય શો? ગરીબ દુઃખીના સંકટ નિવારણ થશે એવા ઉદ્દેશથી દાક્તરનો ધંધો શરૂ કર્યો. રોગીની સેવા કરી, દુઃખીને દાન આપ્યું, ભૂખ્યાને મોઢામાંથી કાઢી અન્ન આપ્યું, તો પણ સંસારમાં તો સર્વત્ર દુઃખજ નજરે પડે છે. હું આ દુઃખપૂર્ણ સંસારમાં શા માટે આવ્યો હોઈશ? હું શામાટે પરણ્યો? ધિક્ પૈસા! ધિક્ કામિની! એ બેના મોહમાંજ જીવન ગુમાવવું? એમ તો કદી નહિ બને. ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરી આ જન્મનું સાર્થક કરીશ."

હવે નાગમહાશય ગુરુ શોધવા લાગ્યા. "ગુરુ ક્યાં મળશે? મને મંત્ર કોણ આપશે?" એજ વિચાર નિરંતર તેઓ કરતા.

ગંગાકિનારે ઘણા સંતો આવે છે. તેમાંથી કોઈ યોગ્ય ગુરુ મળી આવશે એવી આશાથી તેઓ લાંબી રાત સુધી ગંગાતટે બેસી રહેતા. આ રીતે ઘણા દિવસો ગયા. એક દિવસે તેઓ ગંગાકિનારે સ્નાન કરતા હતા તે વખતે તેમણે એક નાની હોડી તેમના તરફ આવતી જોઈ.

તે હોડીમાં માત્ર એકજ મનુષ્ય હતું. તે કોણ હશે એ જાણવા માટે નાગમહાશય નજીક ગયા. નજીક જતાં તેમને માલુમ પડ્યું કે એતો એમના કુલગુરુ કૈલાસચંદ્ર છે. સત્વર નાગમહાશયે કુલગુરુને પ્રણામ કર્યાં અને આવવાનું કારણ પૂછ્યું. કૈલાસચંદ્રે ઉત્તર આપ્યો, "ભાઈ, એ ઇશ્વરી શક્તિની આજ્ઞાથી તને મંત્રદીક્ષા આપવા આવ્યો છું. તારી પ્રાર્થના એ અનન્ત શક્તિએ સાંભળી છે."

પછી નાગમહાશય કૈલાસચંદ્રને પોતાને ઘેર લઇ ગયા. તેમણે ગુરુનો સત્કાર કર્યો. પછી નાગમહાશયે તથા તેમનાં પત્નીએ કૈલાસચંદ્ર પાસે શક્તિમંત્રની દીક્ષા લીધી.

નાગમહાશય તે દિવસથી ધંધાપર ઓછું ધ્યાન આપવા લાગ્યા. તેઓએ તેમનું મન જપ અને ધ્યાનમાં લગાડયું. ઘણીવાર તો જપ-તપમાં તેઓ દેહનું ભાન પણ ભૂલી જતા. એક દિવસે તે ગંગા કિનારે જપ કરતા હતા. જ્યારે ભરતી આવવાથી તેમના દેહ ઉપર પાણી ફરી વળ્યું, ત્યારે જ તેમને દેહભાન આવ્યું, એટલે તે તરીને બહાર આવ્યા.

નાગમહાશયે જપ, તપ, ધ્યાન વગેરે કર્યાં પણ તેમને શાંતિ મળી નહિ. તેઓ કહેવા લાગ્યા કે, "વાતોમાં જીવન ચાલ્યું જાય છે. ઈશ્વરને જ્યાં સુધી પ્રત્યક્ષ નથી જોયા ત્યાં સુધી બધું નકામું છે." તેમના મનને નિરંતર દુઃખ થયા કરતું હતું.

એજ અરસામાં સુરેશ નામના તેમના એક મિત્રે તેમને ખબર આપી કે, "દક્ષિણેશ્વરમાં એક સાધુ છે. તેણે કામિની અને કાંચનનો મોહ છોડયો છે અને નિરંતર પ્રભુભજનમાં તલ્લીન રહે છે અને તેમને પ્રભુનાં સાક્ષાત દર્શન થયેલાં છે."

આ સમાચાર મળતા જ નાગમહાશયને દક્ષિણેશ્વરના સાધુ શ્રી રામકૃષ્ણ પરમહંસનાં દર્શન કરવાની તીવ્ર ઈચ્છા થઇ. તેજ ક્ષણે સુરેશ તથા નાગમહાશય દક્ષિણેશ્વર જવા નીકળ્યા.

દક્ષિણેશ્વરમાં આવી તેઓએ શ્રી રામકૃષ્ણદેવનાં દર્શન લીધાં. પરમહંસદેવે એમનો સત્કાર કર્યો અને પોતાની પાસે બેસાડયા.

પછી પરમહંસદેવે નાગમહાશયને નીચે પ્રમાણે ઉપદેશ કર્યો;—

" જેમ માછલી કાદવમાં રહે છે પણ તેને કાદવ લાગતો નથી તેમ સંસારમાં માછલી પેઠે રહો. તમે સંસારની મલીનતા તમારા મનને લાગવા ન દ્યો."

" સંસારમાં રહો પણ મારૂં કાંઈ નથી, મારો તો માત્ર ઈશ્વર છે એવી ભાવના રાખો એટલે સંસાર તમને કદી દૂષિત કરશે નહિ."

ભગવાન્ રામકૃષ્ણનો ઉપદેશ સાંભળી તે દિવસે સુરેશ અને નાગમહાશય પાછા પોતાને ઘેર આવ્યા. ત્યાર પછી વારંવાર તેઓ પરમહંસદેવની સેવામાં જવા લાગ્યા.

પરમહંસદેવની કૃપા પણ નાગમહાશય પર વધતી ગઈ. નાગમહાશય રામકૃષ્ણને પોતાના ઈશ્વર માનતા હતા, અને તેમનું વાક્ય વેદવાક્ય ગણી સ્વીકારતા અને તે પ્રમાણે વર્તન કરતા.

એક વખત શ્રી રામકૃષ્ણ પરમહંસે ઉપદેશ કરતાં કહ્યું, “ ડાક્તર, વકીલ, દલાલ અને એવા બીજા ધંધા કરનારાઓને ઈશ્વરસાક્ષાત્કાર ભાગ્યેજ થાય.”

આ સાંભળી નાગમહાશયે નિશ્ચય કર્યો કે, “જે ધંધો કરવાથી ઈશ્વરપ્રાપ્તિના માર્ગમાં વિઘ્ન આવે તે ધંધો આજથી કરીશ નહિ.” તેજ દીવસે ઘેર આવી તેણે પોતાની દવાની પેટી અને વૈદાની ચોપડીઓ ગંગાજીમાં પધરાવી અને પ્રભુ ભજન બોલતા બોલતા ઘેર આવ્યા.

આ વાત દીનદયાળને કાને આવતાં તેને અત્યંત ખેદ થયો. પુત્ર ધંધો છોડી એક સાધુ જેવો બની ગયો તે માટે તેને અત્યંત દુઃખ થયું. દાઝયા ઉપર ડામ, એમ ઉક્ત પ્રસંગ પછી બીજો એક એવો પ્રસંગ બન્યો કે દીનદયાળને વિશેષ લાગી આવ્યું.

નાગમહાશયના ઘરની પછવાડે વાડો હતો. તેમાં એમનાં બ્હેન શ્રીમતી શારદામણીએ શાકના વેલા વાવ્યા હતા. એ વેલાપર શાક ઘણું થતું હતું. એકવાર એ વાડી પાસે કોઈ માણસ પોતાની ગાય બાંધી ગયું. વાડામાં સુંદર વેલાઓ જોઇ ગાય દોરડું તોડાવી ત્યાં જવા મહેનત કરવા લાગી, પરંતુ દોરડું મજબુત હોવાથી તૂટી

શકતું ન હતું. દુર ઉભા ઉભા નાગમહાશય ગાયનો આ પ્રયત્ન જોયા કરતા હતા. ગાયથી દોરડું તૂટયું નહિ એટલે તે નિરાશ થઈ ઉભી રહી. એ જોઈ નાગમહાશયને દયા આવી. તેઓએ ગાયનું દોરડું છોડી નાખ્યું અને "મા, ખાઓ; સુખેથી ખાઓ." એમ બોલી ગાયને વાડામાં જવા દીધી. ગાય વાડામાં ગઇ અને વેલા વગેરે ખાઇ તૃપ્ત થઇ. વાડામાં બધું ખેદાનમેદાન કરી નાખ્યું અને ઘણું નુકસાન પણ કર્યું.

દીનદયાળને આ વાતની ખબર પડતાં તે અત્યન્ત ગુસ્સે થયા. તે નાગમહાશયને ધમકાવીને કહેવા લાગ્યા કે, "પોતે તો કાંઈ કમાવું નહિ પણ ઉલટું ઘરમાં નુકસાન કર્યા કરવું એ કેટલું બધું ખરાબ કહેવાય ? પ્રભુ ભજન પાછળ દાક્તરનો ધંધોય છોડી દીધો, અને વળી હૃદયમાં દયા તો માતી નથી, તો હવે શું ખાઇને જીવશો ? મહેનત વિના દુનિયામાં શું મળશે ? મને શી ખબર કે પુત્ર ભણી ગણી આવો નકામો થશે ?"

શાન્તિથી નાગમહાશયે ઉત્તર આપ્યો, "પિતાજી, જે ભગવાને દાંત આપ્યા છે તે ભગવાનને ચાવણની ચિંતા હશે. આપ નિરર્થક મારી ચિંતા ન કરો."

દીનદયાળે વધારે ગુસ્સે થઈ કહ્યું, "શું ધંધા વિના ઘાસ ખાઈ જીવશો ? સંસારમાં શું નાગા ફરશો !"

પિતાજીને નાગમહાશયે ઉત્તર આપ્યો નહિ. તુરતજ તે ઘરના વાડામાં ગયા અને ઘાસ પાલો લઈ આવ્યા. તેઓ

પિતા પાસે આવ્યા અને ધોતીયું ફેંકી દઈ નગ્ન થઈ, ઘાસ-પાલો ચાવતાં ચાવતાં કહ્યું, "પિતાજી, તમારી બંને આજ્ઞાનું પાલન કરૂં છું. તમારે આજથી ખાવાપીવા વિષેની કે પહેરવા ઓઢવાની મારે માટે કશી ચિંતા કરવી નહિ. તમે નિશ્ચિન્ત થઈ પ્રભુનું નામ લ્યો. હું તમારે પગે પડી પ્રાર્થના કરી કહું છું કે તમો હવે વૃદ્ધ થયા છો એટલે હવે આટલી ઉંમરે તો પ્રભુભજન કરો. હવે સંસારનો મોહ છોડો. મેં ધંધો છોડયો છે પણ તે સંસારના વિષયસુખ માટે નહિ, માત્ર પ્રભુભજન માટેજ. ઈશ્વર એમ સહેલથી મળતા નથી. એ તો એને માટે સર્વસ્વનો ત્યાગ કરીએ છીએ ત્યારે મળે છે."

નાગમહાશયનાં વચન સાંભળી દીનદયાળ સ્તબ્ધ થઈ ગયા અને ઘરમાં સર્વેને કહી દીધું કે, "દુર્ગાચરણની મરજી વિરૂદ્ધ કંઇ પણ કામ કરવું નહિ."

તે દિવસથી દીનદયાળે પ્રભુભજનમાં મન પરોવ્યું.

નાગમહાશયનો વૈરાગ્ય દિવસે દિવસે વધવા લાગ્યો. તેમણે પોતાનું જીવન છેક સાદું કરી નાખ્યું. તેઓએ બદન અને પગરખાં પહેરવાનું છોડી દીધું. પોતાની પાસે માત્ર એક કામળી રાખવા લાગ્યા. આહારમાં પણ જે મળતું તે આનંદથી ખાતા. અને તે પણ બહુ થોડું ખાતા. તેઓ કહેતા કે "જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી તેને થોડું થોડું પોષણ આપવું જોઈએ."

તેઓ મીઠા પદાર્થો કે મીઠાનો કદિ ઉપયોગ કરતા નહિ. એક દિવસે તેના પાડોશી કીર્તિવાસના ફળીયામાં ચોખાની કુસકી એકઠી થયેલી જોઇ તેમણે વિચાર કર્યો કે, "આ કુસકી ખાઈ ચલાવીએ તો ખાવાપીવાની કડાકૂટ મટે." તેજ દિવસથી તેમણે ગંગા પર જઈ કુસકીને પાણીમાં પળાલી ખાવા માંડી. પાછળથી કીર્તિવાસને ખબર પડતાં તેણે ફળીયામાંથી બધી કુસકી વેચી નાખી અને ફરીવાર કુસકી એકઠી થવા દીધી નહિ. નાગમહાશય કહેતા કે, "જીભને સ્વાદ કરવાની ટેવ પડી જાય તો ઈશ્વર ભજનમાં વિઘ્ન આવે." નાગમહાશય કોઇની નિંદા કરતા નહિ. કદાચ ભૂલથી કોઈનું જરાય બુરૂં બોલાઈ ગયું હોય તો તે માટે અત્યન્ત દીલગીર થતા અને પ્રાયશ્ચિત્ત પણ કરતા. એક વખત કોઇ માણસની તેણે નિંદા કરી, પછી તુરતજ તેમને પોતાની ભૂલ જણાઈ. પાસે એક નાનો પત્થર પડયો હતો, તે લઇ તે પોતાના માથામાં મારવા લાગ્યા. આથી માથું ફૂટયું અને લોહી નીકળ્યું. એ ઘા રૂઝાતા લગભગ એક મહિનો થયો. તે બનાવને ઉદ્દેશીને નાગમહાશયે કહેલું કે "ઠીક થયું, પારકી નિંદા કરનારને એવીજ શિક્ષા થવી જોઇએ."

નાગમહાશય સાચા ગુરુભક્ત હતા. તેઓ કદી ક્રોધ કરતા નહિ, તો પણ એક વખત ગુરુનિંદા સાંભળતાં તેઓ અત્યંત ક્રોધે ભરાયા હતા. નારાયણગંજ નામના ગામનો એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ એક દિવસ નાગમહાશય સમક્ષ શ્રી રામકૃષ્ણ પરમહંસની નિંદા કરવા લાગ્યો. નાગમહાશયે

વિનતિ કરી તેને નિંદા કરવા ના પાડી, પરંતુ પેલા ગૃહસ્થે માન્યું નહિ. નાગમહાશયે તેને તે સ્થળ છોડીને ચાલ્યા જવાનું કહ્યું, પરંતુ તે વાત પર પણ પેલાએ ધ્યાન આપ્યું નહિ અને નિંદા તો ચાલુજ રાખી. આથી નાગ-મહાશય અત્યંત ક્રોધે ભરાયા અને કહ્યું, "તું અહીંથી સત્વર ચાલ્યો જા, નહિતર ખરાબ પરિણામ આવશે." પેલા માણસે નાગમહાશયના કહેવાપર જરા પણ લક્ષ આપ્યું નહિ નાગમહાશયની આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઈ. તે એક જોડા ઉપાડી તેનાથી પેલા ગૃહસ્થને મારવા લાગ્યા અને કહ્યું, "શ્રી રામકૃષ્ણ જેવા આદર્શ ત્યાગી સાધુની નિંદા કરતાં તને શરમ નથી આવતી? એવા મહાત્મા-ઓની નિંદા કરવાથી તને શું ફળ મળશે?" નાગમહાશયના સપાટા ખાધા પછી પેલો ગૃહસ્થ ત્યાંથી ચાલ્યો ગયો. થોડા દિવસ પછી તેજ ગૃહસ્થ નાગમહાશય પાસે આવી પોતાના દોષ માટે ક્ષમા માગવા લાગ્યો. નાગમહાશયે તેને સદ્ઉપદેશ કર્યો અને સન્માર્ગે દોર્યો. નાગમહાશય પોતે પણ પોતે કરેલ ક્રોધ માટે ઘણીવાર દિલગીર થતા.

નાગમહાશય ખોટા ડોળને ધિક્કારતા. સિદ્ધિઓ પ્રભુના માર્ગમાં આડે આવે છે એમ તેઓ દૃઢતાથી માનતા. તેઓ બહારના આચરણ પર આધાર ન રાખતા; માત્ર અંતરની શુદ્ધિ અને ખરી ભક્તિનેજ વખાણતા. એક દિવસ એમને ત્યાં એક સાધુ આવ્યો. તે ગાંજો પીવાનો ઘણો શોખીન હતો. તે નાગમહાશય પાસે પોતે બહુ જાણે છે અને ધારે છે તે કરી શકે છે એવી મોટી મોટી બડાઈની વાતો કરવા

લાગ્યો. નાગમહાશયે કહ્યું, "આવી જાતની શક્તિ મેળવવાથી પ્રભુ મળતો નથી, એથી તો ઉલટું વિઘ્ન આવે છે." સાધુએ કહ્યું, "હું ઘણો શક્તિવાળો છું. હું સાત દિવસ વિષ્ટા ખાઇ રહી શકું છું."

નાગમહાશય—"એમાં શી નવાઈ? કુતરા આખી જીંદગી વિષ્ટા ખાઈનેજ રહે છે."

સાધુ—"હું ઘણો કાળ કેવળ નગ્ન રહી શકું છું. મને ટાઢ, તડકો કે વરસાદ પીડી શકતાં નથી."

નાગમહાશય—"ઘણાં પશુપક્ષી નગ્ન રહે છે. તેઓ કદી વસ્ત્ર પહેરતાંજ નથી."

સાધુ—"હું ફળમૂળ ખાઇને રહું છું."

નાગમહાશય—"બકરાં, ઘેટાં એવુંજ ખાય છે. એમ બહાદુરી શી?"

સાધુ નાગમહાશયના ઉત્તરોથી સ્તબ્ધજ થઇ ગયો. તે ત્યાંથી ચાલતોજ થઈ ગયો.

નાગમહાશયને અતિથિની સેવા કરવાનો ઘણો શોખ હતો. તેમને મળવા આવેલાને કદિ ભોજન કરાવ્યા વિના જવા દેતા નહિ. ઘરમાં સાધન હોય કે નહોય તોપણ તે અતિથિને જમાડયા વિના જવા દેતા નહિ. તેમનાં પત્ની પણ તેમના જેવાંજ ધર્મપરાયણ હતાં, તે નિરન્તર પતિની આજ્ઞામાં રહેતાં અને સર્વરીતે નાગમહાશયને અનુકૂળ વર્તતાં.

એક વખત વર્ષાઋતુમાં તેમને ત્યાં બે અતિથિ આવ્યા. વરસાદ ખુબ પડતો હતો. વખત રાત્રિનો હતો અને અંધારૂં અપત હતું. નાગમહાશયના ઘરમાં ચાર ઓરડીઓ હતી. તેમાં ત્રણમાં પાણી ગળતું હતું; માત્ર એકજ કંઈક ઠીક હતી, અને તેમાંજ રાત્રિ રહી શકાય તેવું હતું. ભોજન કરાવ્યા પછી નાગમહાશયે પેલી કોરી ઓરડીમાં અતિથિઓને સૂવાડયા અને પોતાની પત્નીને કહ્યું, “ આજે આપણે પ્રભુનો મોટો ઉપકાર માનવો જોઇએ કે અતિથિઓને માટે આપણે મુશ્કેલી વેઠવાનો વારો આવ્યો. આજે આપણે બહાર ઓશરીમાં બેઠા બેઠા પ્રભુનું નામ લેતાં રાત્રિ વીતાડીશું.”

નાગમહાશય અને એમનાં પત્ની આખી રાત બહાર ઓશરીમાં બેસી રહ્યાં અને પ્રભુભજનમાં સમય ગાળ્યો.

નાગમહાશય પોતાના સુખ માટે કોઇપણ માણસને દુઃખ આપતા નહિ. તેઓ પોતાને ત્યાં કદી નોકર રાખતા નહિ. ઘરનું છાપરૂં પણ પોતે જાતેજ ચાળતા, હોડીમાં બેસી કદી ક્યાંય જવું હોય તો માછીને હોડી હાંકવા ન દેતા અને પોતેજ હાંકતા. નદીમાં રેલ આવે ત્યારે તેમાં તણાઈ આવેલાં લાકડાં આખા વર્ષના બળતણ માટે તેઓ તથા તેમનાં પત્ની એકઠાં કરી લેતા.

નાગમહાશય અત્યંત દયાળુ હતા. ગરીબને જોઇ તેનું હૃદય વલોવાઇ જતું. તેઓ બનતાં સુધી પોતાની પાસે જે કંઇ હોય તે ગરીબને આપી તેને રાજી કરતા. એક

વખત નાગમહાશય કલકત્તાથી દૂરના એક ભોજેશ્વર નામના ગામમાં આવ્યા. થોડોએક વખત ત્યાં રહ્યા. પછી તેઓ કલકત્તા જવા નીકળ્યા. તેમને કલકત્તા જવા માટે સ્ટીમરભાડા માટે એક ગૃહસ્થે રૂા. ૮) આપ્યા હતા. એ રકમ લઇ તેઓ ભોજેશ્વરથી ત્રણેક ગાઉ દૂર સ્ટીમરસ્ટેશન હતું ત્યાં ગયા. તેઓ ટિકીટઓફીસે ટિકીટ લેવા જતા હતા તેવામાં તેમની પાસે એક કંગાલ સ્ત્રી ચાર છોકરાં લઇ ભીખ માગવા આવી. તેનું દુઃખ જોઈ નાગમહાશયને લાગી આવ્યું. તેમણે તેને ટિકીટ માટેના રૂા. ૮) તે બાઇને આપી દીધા અને કહ્યું, “માતા જાઓ, કંઇ ધંધો કરો અને મજુરીથી પેટ ભરો.”

ભીખારણ આશીર્વાદ દઇ ચાલતી થઈ. સ્ટીમરની ટિકીટના પૈસા ગયા, એટલે નાગમહાશય સ્ટીમરમાં બેસી ન શકયા. સ્ટીમર તો ઉપડી ગઇ. સ્ટીમર ગયા પછી નાગ-મહાશયે કલકત્તા તરફ પગરસ્તે ચાલવા માંડયું. માર્ગમાં જ્યાં રાત પડે ત્યાં મુકામ કરતા અને બીજે દિવસે પાછો પ્રવાસ ચાલુ કરતા. તેમની પાસે માત્ર સાડાસાત આના હતા. તેમાંથી જ્યાં જ્યાં હોડીમાં બેસીને જવું પડે ત્યાં ત્યાં તે માટે વાપરતા. થોડું પાણી હોય ત્યાં તો તરીને પણ જતા. રસ્તામાં જ્યાં મુકામ કરે ત્યાં ગામમાં જો મંદિર હોય તો તેમાં ભોજન લેતા. આ રીતે તેઓ ઓગણત્રીશ દિવસે કલકત્તા આવી પહોંચ્યા. આ જાણી કલકત્તામાં સૌ આશ્ચર્યચકિત થઇ ગયાં.

જ્યારે નાગમહાશયનું મૃત્યુ નજીક આવ્યું ત્યારે એક દિવસ તેઓ બોલ્યા કે, "પ્રારબ્ધકર્મ હવે ક્ષીણ થઈ ગયાં છે. હવે થોડો જ વખત બાકી છે."

એ દિવસથી નાગમહાશયનું શરીર બગડવા લાગ્યું. તેઓ ખોરાક લઈ શકતા ન હતા, તેથી તેમનું શરીર દિનપ્રતિદિન ક્ષીણ થવા લાગ્યું. તેમની સારવારમાં ઘણા હતા પણ તેઓ માત્ર તેમની પત્નીને જ પોતાની સારવાર કરવા દેતા. ગામના સૌ માણસો તેમની ખબર લેવા આવતા. તેમને દીલગીર જોઈ નાગમહાશય કહેતા કે "આ હાડકાના પીંજરાનાં દર્શન કરવા શા માટે તસ્દી લ્યો છો? હવે યાત્રા પૂરી થવા આવી છે." સૌ આ સાંભળી રડી પડતાં.

મૃત્યુ પહેલાં ત્રણ દિવસે નાગમહાશયે પંચાંગ જોઈ મહાયાત્રાને માટે શુભ દિવસ સ્થિર કરવા કહ્યું. કોઈ તેમના કહેવાનો ભાવાર્થ સમજ્યું નહિ. તેમણે પંચાંગ જોઈ કહ્યું. "પોષ સુદ તેરશે દશ વાગ્યા પછી સારૂં છે. એજ સમયે હું દેહત્યાગ કરીશ." સૌ સ્તબ્ધજ થઈ ગયા.

સંવત ૧૯૫૫ પોષ સુદ ૧૩ ને દિવસે (સને ૧૮૯૯ ના ડીસેમ્બરની તા. ૨૮ મી) આઠ વાગ્યા પછી તેમની સ્થિતિમાં બહુજ ફેરફાર થઇ ગયો. તેમણે શ્રી રામકૃષ્ણની છબી સામે જોયું અને તેને પ્રણામ કર્યા, અને "એની કૃપા છે, એની કૃપા છે." એ શબ્દો છેલ્લી વખતના બોલ્યા.

બરાબર વખતે નાગમહાશયના પ્રાણ દેહમાંથી ગયા. સૌ અત્યંત રડવા લાગ્યા. એમનાં પત્નીને અંત્યત દુઃખ થયું. ગામના લોકો પણ બહુ દુઃખ પામ્યા. સર્વત્ર શોક વર્તી રહ્યો.

ચંદનકાષ્ટની ચિતા ખડકી અને તે પર નાગમહાશયનું શબ ગોઠવ્યું. પછી વિધિપૂર્વક અગ્નિદાહ થયો. અને ક્ષણમાં અગ્નિએ સઘળું ભસ્મસાત્ કરી નાખ્યું. ત્રણ કલાકમાં નાગમહાશયનો દેહ પંચભૂતમાં મળી ગયો. એઓ દેવ-લોગમાં ત્રેપન વર્ષે મૃત્યુ પામ્યા. એમને ઉદ્દેશીને સ્વામી વિવેકાનંદે એક વાર કહેલું હતું કેઃ—

"જગતમાં હું બહુ ફર્યો પણ નાગમહાશય જેવો સાધુ મેં કોઇ ઠેકાણે જોયો નથી."



# માણિક પ્રભુ

---

નિઝામ સરકારના પ્રદેશમાં કલ્યાણ નામે એક ગામ છે. એ ગામમાં એક ભગવદ્ભક્ત અને અતિ પવિત્ર બ્રાહ્મણ રહેતો હતો, અને સરકારનાં ઘણાં મોટાં કામો તેણે કર્યાં હતાં, તેથી તે નિઝામની કૃપાથી સંપત્તિવાળો પણ હતો. આ ગૃહસ્થની પત્ની એક પવિત્ર સાધ્વીસ્ત્રી હતી. એ સ્ત્રી પતિસેવાનેજ પ્રભુસેવા માનતી. દંપતી, ગૃહસ્થાશ્રમના ધર્મો પાળી, જીવન પ્રભુભજનમાં નિર્ગમતું હતું.

પ્રભુકૃપાથી એમને એક પુત્રરત્ન સાંપડયું. પરંતુ એ પુત્ર નવ વર્ષનો થયો ત્યાંસુધી એક શબ્દ સરખોયે બોલ્યો નહિ. પુત્ર, બધું સાંભળે, સમજે, અને તે પ્રમાણે કરે ખરૂં પણ લેશમાત્ર બોલે નહિ. એકના એકજ પુત્રની આ સ્થિતિથી માતપિતાને અત્યંત ચિન્તા થઇ અને તેઓ અન્તરથી દુઃખી થવાં લાગ્યાં.

એજ સમયે કલ્યાણમાં એક સ્વામી આવ્યા. માતપિતાએ આ મૂક પુત્રને સ્વામીને પગે લગાડયો, અને એ સંબંધની સર્વ વાત કહી. સ્વામીએ એ પુત્ર જોઇને કહ્યું, “ આ પુત્ર કોઇ સામાન્ય મનુષ્ય નથી; એ તો કોઇ સમર્થ યોગી છે. નિશ્ચય, એ એક સમર્થ યોગી તરીકે પ્રસિદ્ધિ પામશે; એ તો મહાન્ કુલોદ્ધારક થશે. તમે નિશ્ચિંત રહો.

શ્રી પ્રભુ દત્તનું નામસ્મરણ કરો, એટલે તમારા સર્વ મનોરથો સિદ્ધ થશે."

માતાપિતાને શાન્તિ થઈ. તે દિવસથી સ્વામીજીની આજ્ઞા પ્રમાણે ઉભય શ્રીદત્ત પ્રભુનું સ્મરણ કરવા લાગ્યાં. પિતાએ નિઝામની મોટા હોદ્દાની નોકરી છોડી અને આંગણામાંજ ઓદુમ્બર(ઉમરો) વૃક્ષ નીચે શ્રીગુરુ દત્તની સેવા અને ગુરુચરિત્રની પારાયણ શરૂ કરી. ભક્તિ અને ભાવથી તેણે શ્રીદત્તની ઉપાસના અને ગુરૂચરિત્રની પારાયણ, પૂરાં સોળ વર્ષ સુધી કરી. પારાયણની પૂર્ણાહુતિ સમયે બ્રહ્મભોજન કરાવ્યાં, અને દાન વગેરે પણ આપ્યું. આ રીતે પોતાની પાસે જે દ્રવ્ય હતું તે ખરચી નાખ્યું.

સેવાથી પ્રસન્ન થઈ એક રાત્રે દત્તભગવાને બન્નેના સ્વપ્નામાં આવી કહ્યું, "તમારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું. તમારી ઈચ્છામાં આવે તે વર માગો. હું તમારી ઈચ્છા પૂર્ણ કરીશ."

બન્ને જણાએ સ્વપ્નામાં હાથ જોડી કહ્યું, "મહારાજ, આપે કૃપા કરી કુલોદ્ધારક પુત્ર તો અમને આપ્યો છે, પરન્તુ અમારે તો એક આપના જેવાજ પુત્રની વાંચ્છા છે, તો તે પૂર્ણ કરો. અમારા વંશની વૃદ્ધિ અર્થે ગૃહસ્થ જીવન ગાળી આદર્શરૂપ ગૃહસ્થ થાય તેવા એક પુત્રને પણ આપો." ભગવાને કહ્યું, "હું પોતેજ મારી ઇચ્છાથી અને મારી લીલા વડે તમારે ઘેર અવતાર લઇશ અને

માણિકપ્રભુ એ નામથી જગતમાં પ્રસિદ્ધ થઇશ. તમારી ઇચ્છાનુસાર તમને એક ત્રીજો પુત્ર પણ થશે."

આમ બોલી શ્રી દત્તગુરૂ અદૃશ્ય થઈ ગયા.

દંપતીના સ્વપ્નાનો અંત આવ્યો.

સમય જતાં સાધ્વી સ્ત્રીને પુત્રરત્ન સાંપડયું. પુત્રજન્મથી માતપિતાને આનંદ થયો. એ પુત્રનું નામ માણિકપ્રભુ રાખવામાં આવ્યું.

માણિકપ્રભુના જન્મપછી એમના માતાને પેટે એક ત્રીજા પુત્રનો જન્મ થયો. આ પુત્ર જગતમાં તાત્યા સાહેબના નામથી પ્રસિદ્ધિ પામ્યા.

માણિકપ્રભુ બાલ્યાવસ્થાથીજ બહુ પ્રતાપી દેખાતા હતા. એમની તેજઃપુંજ મૂર્તિથી સૌ કોઇ અંજાઈ જતું અને વિસ્મય પામતું. કુલ્યાણના નવાબની પણ એ બાળક પર નિઃસીમ પ્રીતિ હતી અને તેથી નવાબ તરફથી એને અમૂલ્ય દાગીના અને વસ્ત્રો પહેરાવવામાં આવતાં, અને એના શરીરના રક્ષણ માટે આરબ અને રોહીલા સીપાઇઓને મૂકવામાં આવ્યા હતા.

માણિકપ્રભુ કદિ શાળામાં ગયા નહતા, પરંતુ તેમને તેલુગુ, કાનડી, ફારશી, ઉર્દુ, સંસ્કૃત અને મરાઠી ભાષા વાંચતાં તથા લખતાં આવડતી; એટલું જ નહિ પરંતુ તેઓ ઉક્ત ભાષાઓના સારા કવિ હતા. એમની કેટલીક કવિતાઓ મહારાષ્ટ્રમાં હજી પ્રસિદ્ધ છે.

એમને જ્યારે ઉપવિત સંસ્કાર કરવામાં આવ્યો ત્યારે મને ગાયત્રી મંત્રનો ઉપદેશ થતાંની સાથે જ તેઓ સ્વતઃ ર્વ બ્રાહ્મણકર્મ બોલવા લાગ્યા. સૌને આશ્ચર્ય થયું, પણ ે જ્ઞાન એમને શીરીતે પ્રાપ્ત થયું હતું તે કોઇ જાણી ;કયું નહિ.

માણિક પ્રભુ પોતેજ "શ્રીદત્ત દિગમ્બર" નો અવતાર એવી વાત આસપાસના ગામડાંઓમાં ધીરે ધીરે ;સરવા લાગી, અને તેથી બાલ્યકાળથી જ લોકો તેની પૂજા રવા અને માનતા કરવા દૂરદૂરથી આવવા લાગ્યા. કલ્યાણમાં ;ાથી મોટી ધામધુમ થવા લાગી. માનતામાં આવેલી ;સ્તુઓ, પ્રભુ પોતાની પાસે ન રાખતાં ગરીબ ગુરબાઓને ;ાપી દેતા; તેથી કલ્યાણ તો આંધળાં, લુલાં, લંગડાં વગેરેનું ;ેક આશ્રયસ્થાન થઇ પડયું.

પ્રભુની કીર્તિ ક્રમે ક્રમે હૈદરાબાદ સુધી પહોંચી. ;હૈદરાબાદના નિઝામના આરબના લશ્કરની એક ;ટુકડીનો અમલદાર આપારાવરાજ નામનો કોઇ ;ગૃહસ્થ હતો. તે સવ વાતે સુખી હતો, પણ ;તેને કાંઈ સંતાન ન હતું. આપારાવની સ્ત્રીએ અદ્યાપિ પર્યંત માનતા દાનપુણ્ય વગેરે ઘણું કર્યું હતું પણ તેની મનઃકામના પૂરી થઇ ન હતી. માણિક પ્રભુની કીર્તિ સાંભળી ભીમાબાઇએ માણિક પ્રભુના દર્શને જવાનો સંકલ્પ કર્યો. આપારાવની આજ્ઞા લઇ ભીમાબાઈ ચાકર નોકરો લઈ કલ્યાણ જવા નીકળી.

પ્રવાસ કરતાં કરતાં ભીમાબાઇ કલ્યાણ નજીક આવી પહોંચ્યાં. ગામની બહાર એજ સમયે માણિક પ્રભુની બાલમૂર્તિ તેમના જેવડા છોકરા સાથે કોડીઓ રમતી હતી. કોડીએ રમતાં રમતાં માણિક પ્રભુ આઠ કોડી હારી ગયા. માણિક પ્રભુ પાસે કોડીઓ ન હતી એટલે છોકરાઓ માણિક પ્રભુ પર ચડી બેઠા અને તેને સારી રીતે ગુંદવા લાગ્યા. છોકરાઓ કહેવા લાગ્યા, "કોડીઓ આપ તો જવા દઇએ."

ભીમાબાઇએ આ સઘળું જોયું, અને એક સુંદરમૂર્તિ બાળકની આ સ્થિતિ જોઈ તેને બહુ લાગી આવ્યું. તેણે તેના માણસોને કહ્યું, "જાઓ, એ બાળકને છોડાવો."

ભીમાબાઈના માણસોએ માણિક પ્રભુને છોડી મૂકવા બહુએ સમજાવ્યું પણ તેઓ સમજ્યા નહિ. ઉલટું માણિક પ્રભુ કહેવા લાગ્યા કે, "તમે તમારે રસ્તે જાઓ, જો તમે આઠ કોડી આપો તોજ મને આ છોકરાઓ છુટો કરે."

ભીમાબાઇ પાસે આ હકીકત નિવેદન થતાં તેણે છોકરાએને આઠ કોડીઓ આપવાની વ્યવસ્થા કરી અને માણિક પ્રભુ ભોંયપરથી ઉભા થઇ ભીમાબાઈ પ્રતિ જોઈ બોલ્યા, "બાઇ, તમે મને આઠ કોડી આપી મારમાંથી બચાવ્યો તેથી પ્રભુ તમને આઠ પુત્રો આપશે."

આટલું બોલી તે બાલસ્વરુપ દત્તભગવાન તેના સાથીઓ સાથે રમતા રમતા ચાલ્યા ગયા.

ભીમાબાઇએ માણિક પ્રભુના માતાપિતાને ત્યાં જ

'ઉતારો કર્યો પ્રભુ રમવા ગયા છે એવા ખબર મળતાં તે રાહ જોતાં બેઠાં. એટલામાં જ માણિક પ્રભુ આવ્યા અને માતાના ખોળામાં પડી કહે, "મા, મને ભૂખ લાગી છે, કંઈક ખાવાનું આપો."

કોડીઓ આપી જેને છોડવ્યો હતો તે જ 'પ્રભુ માણિક!' બીમાબાઈએ તુરતજ તેને ઓળખ્યા. બીમાબાઈ તેને સાષ્ટાંગ પ્રણામ કરવા જાય છે ત્યાં પ્રભુએ કહ્યું, "હવે શામાટે સાષ્ટાંગ પ્રણામ? જે કાર્ય માટે તમે આટલે સુધી આવ્યાં છો તે તો તમને માર્ગમાંજ પ્રાપ્ત થયું છે."

આટલું બોલી માણિક પ્રભુ પુનઃ રમવા માટે બહાર દોડયા ગયા.

બીમાબાઈ સર્વ વાત સ્પષ્ટરીતે સમજ્યાં.

તે દિવસે પ્રભુ ઘરમાંથી કયાં ગયા તે કોઈ જાણી શકયું નહિ. ઘણી શોધખોળ કરી પરંતુ પ્રભુનો પત્તો લાગ્યો નહિ. માતપિતા અત્યંત સચિન્ત અને વિકળ થયાં. પ્રભુ તેજ દિવસે કલ્યાણથી લગભગ પંદર ગાઉ ઉપર હૂમણાબાદ પાસે મંઠાળ નામના ગામથી એક માઈલ દૂર એક ભયંકર અરણ્ય છે ત્યાં પ્રગટ થયા. એ ભયંકર અરણ્યમાં એક અબીલકુંડ પાસે કોઈ સિદ્ધમુનિની સમાધિ છે, ત્યાં પ્રભુએ આસન વાળ્યું. દિવસ જતાં પ્રભુ મંઠાળમાં પ્રગટ થયાની હકીકત કલ્યાણમાં માતપિતાને પડતા, તેઓ કલ્યાણથી મંઠાળ આવ્યા અને અરણ્યમાં તેમની તપાસ કરી. તપાસ કરતાં પુત્ર મળ્યો નહિ તેથી માતપિતા અત્યંત દુઃખ

પામ્યાં. પિતાએ નિશ્ચય કર્યો કે જ્યાં સુધી માણિકપ્રભુ ન મળે ત્યાં સુધી અબીલકુંડ ઉપર સિદ્ધની સમાધિ પાસે બેસીને ગીતાનો પાઠ કરવો અને પ્રભુભજનમાં દિવસ વ્યતીત કરવો. માતુશ્રી ગામમાં રહ્યાં.

પિતાએ અબીલકુંડ ઉપર ઇશ્વરઆરાધના શરૂ કરી. ઘણા દિવસો ગયા પછી એકવાર સંધ્યાકાળે પિતા ગીતાનો પાઠ પૂરો કરી ગામ તરફ જતા હતા, ત્યાં રસ્તામાં તેમણે એક વિકરાળ વાઘ જોયો. તે ભયભીત થયા અને શ્રીદત્તનું સ્તોત્ર ભણવા લાગ્યા. અલ્પ સમયમાં વાઘ અદૃશ્ય થઈ ગયો, અને તેની જગ્યાએ શ્રીદત્તગુરુની તેજઃપુંજ મૂર્તિ તેની સામી ખડી થઈ. માણિક પ્રભુના પિતાને સાક્ષાત પ્રભુ-દર્શન થવાથી તેણે તત્કાળ સાષ્ટાંગ નમસ્કાર કરી શ્રીગુરુ દત્તના ચરણમાં મસ્તક મૂક્યું. હર્ષાશ્રુથી શ્રીદત્તનાં પાદારવિન્દને ભીનાં કરી નાખ્યાં. તેઓ આનંદ લહરમાં એટલા તો ડૂબ્યા કે મોંથી એક પણ શબ્દ ઉચ્ચારી શકયા નહિ.

શ્રીદત્તે તેમને ઉભા કર્યા અને પ્રેમપૂર્વક ભેટી તેને કહ્યું, "મેં તમને કહ્યું હતું કે તમને ત્રણ પુત્રો થશે; તેમાં એક સમર્થ યોગી થઈ કુલોદ્ધારક થશે; બીજો ફકીર વેશે જગતના ઉદ્ધારમાટે ફરશે અને ત્રીજો ગૃહસ્થાશ્રમ સ્વીકારી વ્યવહારના ધર્મો આચરશે. તમને એ બધું પ્રાપ્ત થયું છે. હવે તમારે સંસારનાં કાર્યો માટે મારી આશા કરવી નહિ. અત્યાર સુધી મેં તમને મારા સહવાસનો લાભ આપ્યો છે, પણ હવે હું એ બંધનમાં રહી શકીશ નહિ. હવે મેં જે

કાર્ય માટે અવતાર લીધો છે તેજ કરીશ અને ભક્તજનોનો ઉદ્ધાર કરીશ. તમો કલ્યાણ જાવ. હવેથી મારા વિષયમાં કશી ચિન્તા કરશો નહિ. દત્તની સેવા કરો અને જીવ સાર્થક કરો."

આટલું બોલતાંની સાથે શ્રીદત્તપ્રભુની મૂર્તિ અદૃશ્ય થઇ ગઇ અને તેજ જગ્યાએ બાળક માણિકપ્રભુ પિતાની આંખ સમીપ પુત્રરુપે દેખાયા. પિતા પુત્ર ભેટયા.

માણિક પ્રભુએ કહ્યું, "પિતાજી, આપ હવેથી શ્રીદત્તની આજ્ઞાને અનુસરજો. એજ કલ્યાણનો માર્ગ છે."

તે દિવસથી માણિક પ્રભુ કદી નિયમિત રીતે ઘેર ન રહેતા. કવચિત્ કવચિત્ એકાએક તેઓ ગુપ્ત થઇ જતા અને જુદે જુદે સ્થળે પ્રગટ થતા. જે સ્થળે એ પ્રગટ થતા તે સ્થળે તેઓ કંઇ એવોજ ચમત્કાર કરતા કે લોકો તેને "કલ્યાણના પ્રભુ" તરીકે ઓળખી કાઢતા અને ત્યાંજ તેમની થોડો સમય સ્થિતિ થતી.

પ્રભુ માણિકના સામર્થ્યની જ્યાં જ્યાં ખબર પડતી ત્યાંથી લોકો એમની યાત્રાએ, માનતાએ, દર્શને એકઠા થતા. એમની સ્વારી જ્યાં પડી હોય તે સ્થળ પૂર્વે ગમે તેવું, અઘોર અરણ્ય જેવું હોય પણ થોડાજ વખતમાં તેનો દેખાવ ફરી જતો. હજારો લોકોની આવજાથી એ જગ્યા શહેર જેવી બની રહેતી.

માણિક પ્રભુ જુદે જુદે સ્થળે જુદી જુદી જાતની ઘટના રચતા. એક વાર તેમણે દેવ, દેવીઓ એ બધું એક-

પ્રભુની કેવળ શક્તિઓ છે, અને એ સૌ એ પ્રભુ વડેજ પ્રકાશી શકે છે એ સમજાવવા એક પ્રબન્ધ રચ્યો.

કલ્યાણથી છ ગાઉ ઉપર પાંચાળ નામનું એક ગામડું છે. ત્યાંથી એક ગાઉ ઉપર એક અરણ્યમાં મારુતી-હનુમાનજીનું સ્થાનક છે. આ મારુતી બહુ પ્રતાપી ગણાતા હતા. એમ કહેવાતું કે એ જગ્યાએ હનુમાનજી કોઇને રહેવા દેતા નથી.

માણિક પ્રભુ ફરતા ફરતા એક સાંજે ઉક્ત સ્થળે આવ્યા, અને રાત્રિ ત્યાંજ ગાળવા નિશ્ચય કર્યો. પ્રભુએ પોતાના શરીર પરથી વસ્ત્રાભૂષણો તથા દાગીના વગેરે ઉતારી તેની એક પોટકી બાંધી તે મારુતીના માથાપર મૂકી અને પોતાના જોડાને પોટકી ઉપર મૂકયા, અને શાન્તિથી દેરી પાસેના એક ઓટલા પર સૂતા.

પ્રાતઃકાળે પૂજારી અને કેટલાક માણસો ત્યાં આવી પહોંચ્યા. જુએ છે તો હનુમાનજી પર એક પોટકી છે અને તે પર ચામડાના જોડા મૂકેલા છે. પૂજારી વગેરેને અત્યન્ત ક્રોધ ચડયો અને એ વસ્તુઓ ત્યાં કોણે મૂકેલ છે તેની શોધ કરવા લાગ્યા; એટલામાં માણિકપ્રભુ ઓટલા પર નિરાંતે ઘોરતા જોવામાં આવ્યા. પૂજારી અને બીજા-ઓએ જ્યારે જાણ્યું કે એ પોટકી તો ઓટલાપર પડી રહેલ કોઇ રખડતા છોકરાએ મૂકેલ છે ત્યારે તે અત્યંત ક્રોધે ભરાયા અને હાથ ઝાલી ધક્કા મારી છોકરાને બહાર કાઢયો, અને તેને એક ઝાડ સાથે બાંધી ગળાફાંસો

કઈ મારી નાખવાનો તેઓ વિચાર કરવા લાગ્યા. એટલામાં એવું બન્યું કે મારુતીના શરીર ઉપર જે કીનખાબનો ઝબ્બો હતો તે એકાએક પ્રભુના શરીર પર દેખાયો. સૌ આ જોઈ વિસ્મય પામ્યા.

એટલામાં ગામમાંથી ત્યાં કેટલાક મનુષ્યો આવ્યા. તેમણે માણિકપ્રભુને ઓળખ્યા.

સૌ પ્રભુને ચરણે નમ્યા, અને પોતાના અપરાધ માટે ક્ષમા માગવા લાગ્યા.

"દેવદેવીઓ બધાં એ એકજ પ્રભુની શક્તિઓ છે." એવો ઉપદેશ આપી પ્રભુ સ્વસ્થ બેઠા.

પ્રભુ ત્યાંથી થોડો વખત ભાલાકીના અરણ્યમાં રહી, તેમના શિષ્યો સાથે બેદર તરફ ગયા.

બેદરથી આઠ ગાઉ ઉપર એક ઘોર અરણ્યમાં રહી, પ્રભુએ તેમના શિષ્યો, ચાર બ્રહ્મચારીઓ તથા એક યોગીની વ્યંકમ્મા સાથે મુકામ કર્યો. અરણ્ય અદ્ભુત હતું; ત્યાં મનુષ્યનો અવરજવર પણ ન હતો, તેથી સૌને ભિક્ષાના પણ સાંસા પડવા લાગ્યા. શિષ્યોની કસોટીનો આ ખરેખરો વખત હતો. પ્રભુએ વ્યંકમ્મા તથા બ્રહ્મચારીઓને કલ્યાણ જઈ રહેવા કહ્યું. પણ તેઓએ એ વાત સ્વીકારી નહિ. પ્રભુએ અતિ આગ્રહ કર્યો પણ તેઓએ તો ગુરુની સાથેજ રહેવા પોતાનો વિચાર દર્શાવ્યો. ગુરુ પરીક્ષા કરવામાં બહુ સખ્ત હતા. તેઓ એકદમ જંગલમાં પહાડો તરફ

ચાલવા લાગ્યા. વ્યકમ્મા તથા બ્રહ્મચારીઓ પણ ગુરુની પાછળજ ચાલ્યા. જરા ચાલ્યા ત્યાં તેમના માર્ગમાં એક મોટો અજગર આવ્યો પણ ગુરુઅનુસરણમાં તલ્લીન ભક્તો એને ઓળંગી આગળ ચાલ્યા. જરા દૂર ગયા ત્યાં તેમની સમક્ષ એક અતિ વિકરાળ વાઘ ઉભો થયો અને સૌને ભયભીત કરી નાખ્યા. સૌ ભયભીત હતા એવામાં ગુરુ કયાં અદૃશ્ય થઇ ગયા તે કોઇ જાણી શક્યું નહિ. ઘણીએ તપાસ કરી પણ નિષ્ફળ. બ્રહ્મચારીઓ નિરાશ થઈ ગયા અને છેવટે તેમણે કલ્યાણ જવા નિર્ણય કર્યો. વ્યકમ્માએ તો નિશ્ચયજ કર્યો હતો કે શરીરની ગમે તેવી સ્થિતિ થાય, પણ ગુરુ ન મળે ત્યાં સુધી અરણ્યમાં રહેવું અને તેની પાછળ ભટકવું અને છેવટે તેની શોધમાં મરવું.

બ્રહ્મચારીઓ કલ્યાણ ગયા અને વ્યકમ્મા, એ અરણ્યમાં માણિકપ્રભુને ઢુંઢતી ભટકવા લાગી. પ્રચંડ સૂર્યના તાપમાં, કાંટામાં અને જાળા જાંખરામાં ભૂખ્યાં અને તરસ્યાં વ્યકમ્માએ ત્રણ દિન સુધી પ્રભુની શોધ કરી, પણ દર્શન થયું નહિ. ચોથે દિવસે વ્યકમ્મા મૂર્છિત થઈ ભૂમિ પર પડી. એજ સમયે માણિકપ્રભુ ભક્તની વ્હારે ધાયા અને વ્યકમ્માને, તેના શરીર પર હાથ ફેરવી સાવચેત કરી. વ્યકમ્માની આંખમાંથી હર્ષાશ્રુની ધારા ચાલી.

માણિકપ્રભુ વ્યકમ્માનો અરણ્યમાંજ રહેવાનો આગ્રહ જોઈ તેને માટે વ્યવસ્થા કરી, પુનઃ પોતે ડુંગરોમાં ચાલ્યા ગયા.

થોડે સમયે પુનઃ માણિકપ્રભુ એક મુસલમાન ઓલીયા સાથે વ્યંકમ્મા પાસે આવ્યા, અને ત્યાંથી ત્રણે જણાં બેદરમાં આવ્યાં. બેદરમાં જઈ મુસલમાન ઓલીઆએ એક પીરજાદાને કહ્યું કે, "આ મારી સાથે છે તે કલ્યાણના માણિકપ્રભુ ખુદ ખુદા છે અને તેનીજ બંદગી કર, એટલે તારૂં સારૂં થશે."

પીરજાદાની શ્રદ્ધા માણિક પ્રભુ ઉપર થઈ. તેની સાથે કેટલાક મુસલમાનો જોડાયા. એક મુસલમાન પીરજાદો હિન્દુ સાધુને ભજે છે, પૂજે છે, એ જોઈ કેટલાક મુસલમાનોનાં મન ઉકળ્યાં. તેઓને ભય લાગ્યો કે કદાચ મુસલમાનો હિન્દુ ફકીરો પૂજવા લાગશે તો ઇસ્લામને હાનિ પહોંચશે. આખરે તેઓએ માણિકપ્રભુનું કોઇ પણ પ્રકારે અપમાન કરવાનો વિચાર કર્યો. તેઓએ ધાર્યું કે અપમાન થવાથી માણિકપ્રભુ ચાલ્યા જશે.

બેદરમાં નવાબ નામનો એક નિઝામસરકારનો મંડળીક હતો. તે ઉન્મત્ત અને ધર્માંધ હતો. સૌએ તેને આ કામમાં ભેળવવા અને તેના દ્વારા માણિકપ્રભુને હેરાન કરવા વિચાર કર્યો. નવાબ મુસલમાનોની યોજનામાં જોડાયો અને એક દિવસે તેણે પ્રભુ પાસે જઇ વિનતિ કરી કહ્યું, "આપ જેવા પવિત્ર પુરુષથી અમારૂં શહેર પાવન થયું છે. આપની હિન્દુ તથા મુસલમાન ઉભય ધર્મ પ્રત્યેની ઉદારતા જોઇ મને અત્યંત આનંદ થયો છે. મારી વિજ્ઞપ્તિ છે કે આપ આપની મંડળી સાથે આવતી કાલે મારે ત્યાં

ભોજન માટે પધારશો. આપની નજરે હિન્દુ અને મુસલમાન સૌ એકજ છે."

માણિકપ્રભુએ એમનું આમંત્રણ એક પણ શબ્દ બોલ્યા વિના સ્વીકાર્યું.

બીજે દિવસે માણિકપ્રભુ અને તેમના કેટલાએક પરમ ભકતો નવાબને ત્યાં ભોજન માટે ગયા. નવાબે મોટા દબદબાથી ભોજનની તૈયારી કરી હતી. માણિકપ્રભુ તથા તેમના શિષ્યો માટે એક સુંદર કીનખાબની ગાદીની બેઠક બિછાવી હતી. મોટા મોટા મુસલમાન અમીરો હાજર થયા હતા.

સૌ આવી ગયા એટલે ભોજનના ખુમચાઓ આવ્યા. સર્વ ઉપર ધોળા દૂધ જેવા રૂમાલો ઢાંકયા હતા. એ ખુમચાઓમાં મદ્ય તથા માંસ સિવાય બીજું કંઈ પીરસવામાં આવ્યું ન હતું.

પીરસાઇ ગયા પછી ભોજન માટે છુટ મળતાં સૌ વિચારમાં પડયા કે હવે શું થશે?

માણિકપ્રભુ માંસ ખાઈ ભ્રષ્ટ થઈ હિન્દુઓમાં પ્રતિષ્ઠા ખોશે કે ખાવાની ના પાડી નવાબનું-આમંત્રણ કરનારનું અપમાન કરશે!

માણિકપ્રભુ તો શાન્ત ચિત્તે બધો વખત બેસી રહ્યા હતા. વચ્ચે કોઈ કોઈ વાર જરા જરા હસતા.

સૌએ 'બીસ્મીલ્લા' બોલી ભોજન માટે તાસકો પરથી રૂમાલો ઉપાડયા. મદ્ય માંસ વગેરેને બદલે સુંદર સુગંધી ગુલાબનાં તાજાં પુષ્પોના ઢગલા સિવાય તેમણે અંદર કશું ન જોયું.

સૌ આશ્ચર્યચકિત થયા. મુસલમાનો ખસીયાણા પડ્યા અને તેમણે પ્રભુની માફી માગી.

પ્રભુ ઉત્તર ન દેતાં શાંતિથી પુનઃ પોતાને સ્થળે ગયા.

બીજેજ દિવસે પ્રભુએ મુસલમાનોને સ્વસ્થાને ભોજન લેવા બોલાવ્યા. મુસલમાનોને એવો ભાસ થયો કે ભોજનની થાળીઓમાં ડુક્કરનું માંસ પીરસેલું છે. મુસલમાનો આ જોઇ "તોબા, તોબા" કરવા લાગ્યા અને હિન્દુ ઓલીયાને દુઃખ દેવાનો વિચાર કર્યો હતો તે માટે અંતઃકરણથી શોચ કરવા લાગ્યા. હાથ જોડી સૌ તેની બે-અદબી માટે ક્ષમા માગવા લાગ્યા. પ્રભુ કંઈજ બોલ્યા નહિ, પરંતુ એટલામાં જ મુસલમાનોની દૃષ્ટિએ ડુક્કરના માંસને બદલે સુંદર પકવાનો પડયાં. મુસલમાનોને ખાત્રી થઈ કે "માણિક પ્રભુ કોઈ મોટા પયગમ્બર છે."

એ દિવસથી પ્રભુને મુસલમાનો પણ પ્રેમથી ભજવા લાગ્યા.

બેદરથી પ્રભુ પુનઃ કલ્યાણ જઈ રહ્યા.

એ અરસામાં કોઇ ગૃહસ્થ સહકુટુંબ માણિક પ્રભુનાં

દર્શને આવતો હતો. તેણે હુમનાબાદ પાસેના એક અરણ્યમાં રસોઇ વગેરે કરવા માટે એક જીર્ણ શિવાલય પાસે ઉતારો કર્યો. સ્થળ અતિ ભયાનક હતું. આરબ અને રોહીલા લુંટારૂઓ આજ સ્થળે વટેમાર્ગુને લુંટતા.

થોડીવારમાં જ આરબ અને રોહીલા લુંટારૂઓ ત્યાં આવ્યા અને તેમને ઘેરી વળ્યા.

લુંટારૂઓએ ગૃહસ્થનું સર્વસ્વ લૂંટી લીધું અને છેવટે તેઓ તેના પ્રાણ લેવાને પણ તૈયાર થયા. આખું કુટુંબ કરુણ રવે શ્રી માણિક પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યું અને અંતરથી એમને શરણે ગયું. ભક્તવત્સલ પ્રભુ માણિક એજ સ્થળે એજ ક્ષણે સશસ્ત્ર પ્રગટ થયા અને આરબો તથા રોહીલાઓને દૂર કરી તેમને યોગ્ય દંડ આપ્યો.

લુંટારૂઓ પ્રભુનું સામર્થ્ય જોઈ એને શરણે આવ્યા. અને તેજ દિવસેથી પ્રભુસેવામાં રહ્યા. ત્યારથી એ ભાગમાં લૂંટનો ત્રાસ બંધ પડયો.

તેજ દિવસથી પ્રભુ હુમનાબાદ અને ગડવંતીની વચ્ચે આવેલ એ અરણ્યમાં જ રહ્યા.

પ્રભુએ આ અરણ્યમાં નિવાસ કર્યો એટલે એ સ્થળ જંગલમાં મંગળરૂપ થઇ ગયું. હજારો યાત્રાળુઓ ત્યાં આવવા લાગ્યા અને અનેક જાતની ધામધુમ ઉડી રહી.- યાત્રાળુઓમાં હિન્દુ અને મુસલમાન બંને હતા.

માણિક પ્રભુની કીર્તિ આસપાસ સર્વત્ર પ્રસરી. કેટલા

એક શુષ્ક જ્ઞાનીઓ માણિક પ્રભુના વિરોધીઓ પણ થયા. પરંતુ માણિક પ્રભુની પ્રાણીમાત્રનું શુભ કરવાની શુભેચ્છાને લીધે એ વિરોધીઓ પણ, ભક્તિમાર્ગે વળ્યા અને શુષ્કજ્ઞાનના થોથાંને પાણીમાં બોળ્યાં.

નાંદડ નામના એક ગામડામાં એક વેદાન્તશાસ્ત્રમાં નિપુણ અને મોટો વિદ્વાન્ બ્રાહ્મણ રહેતો હતો. પ્રભુની કીર્તિ સાંભળી પ્રભુની પરીક્ષા કરવા તે માણિક નગરમાં આવ્યો. પ્રભુનો વિરોધી હોવાથી તે શહેરમાં આવ્યો છતાં દર્શને ગયો નહિ, અને તેણે વીસ દિવસ શાસ્ત્ર જાણવાવાળા પંડિતો સાથે વાદવિવાદમાં ગાળ્યા. વાદ-વિવાદમાં ઘણા પંડિતોને તે હરાવવા લાગ્યો અને સાથે સાથે માણિક પ્રભુની નિંદા પણ કરવા લાગ્યો. તે બોલવા લાગ્યો કે, " માણિક પ્રભુનો પણ હું પરાજય કરીશ. "

શહેરના સર્વ ભક્તો શાસ્ત્રીથી ત્રાસી ગયા. સૌએ અંતે અકળાઇને સર્વ હકીકત માણિક પ્રભુ સમીપ મૂકી. પ્રભુ સ્વસ્થ અને શાન્ત રહ્યા. એક પણ શબ્દ બોલ્યા નહિ.

બીજે જ દિવસે એવું બન્યું કે આ બ્રાહ્મણ એક ઓટલા પર બેસી મોટી પંડિતાઇની વાતો કરતો હતો. એટલામાં એક ' દત્તુ ' નામનો વાળંદ ત્યાંથી નીકળ્યો. શાસ્ત્રી બાવાએ દત્તુને પૂછ્યું, " અલ્યા દત્તુ, હજામત કરીશ ?" દત્તુએ મર્મમાં જરા કરડાકીથી જવાબ આપ્યો, "હા, શાસ્ત્રીજી. આપની હજામત કરવા જ હું આવ્યો છું. બહુઆપને હજામત ચડી છે. "

શાસ્ત્રી આવા એક લોટામાં ઠંડુ પાણી લઇ હજામત કરાવવા બેઠા. દત્તુએ ઠંડુ પાણી જોઈ કહ્યું, " મહારાજ, ઠંડી સખ્ત પડે છે માટે પાણી જરા ઉનું હોય તો સારૂં. મારો હાથ ન ઠરે અને તમને પણ તે ઠીક પડે." શાસ્ત્રી—" પાણી ઉનું હોય તો ઠીક પડે એ સાચું, પણ હજી ચૂલો સળગાવ્યો નથી એટલે પાણી ઉનું શી રીતે કરવું ? એમને એમ ચલાવ."

દત્તુ—" એમ કેમ કહો છો ? તમારા પેટમાં જઠરાગ્નિ નામનો ચૂલો તો અખંડ સળગેલોજ રહે છે તો પછી તેના વડે આટલું ઉનું પાણી ન કરી શકો ?"

શાસ્ત્રી—" એમ તે કદી બની શકતું હશે ?"

દત્તુ—" હા, તમારામાં ખરૂં બ્રહ્મતેજ હોય અને સિદ્ધિ હોય તો જઠારાગ્નિનો અગ્નિ તમને આ પાણી જરૂર ઉનું કરી આપે જ. પણ મને તો લાગે છે કે તમારી પંડિતાઇ કેવળ વાણીની છે. ખાલી પોપટ પેઠે બ્રહ્મની અને બીજી મોટી વાતો કરો છો પણ ક્યાંઈ દેખાતું તો નથી. અનુભવથી તો તમો હજાર ગાઉ દૂર લાગો છો."

દત્તુનું આવું અપમાનભર્યું કહેવું સાંભળી શાસ્ત્રીજી અત્યંત ક્રોધાયમાન થયા અને બોલ્યા, " અલ્યા, મૂર્ખ નાને મોઢે, આટલા મોટા બોલ શા ? મારા જેવા વિદ્વાનનું તું એક હજામડો થઈ અપમાન કરે છે ? બહુ મોટી વાતો કરે છે ત્યારે બતાવ તારામાં કંઈ પાણી હોય તો. તારામાં ય જઠરાગ્નિ છે, તપાવ એનાથી પાણીની આ વાટકીને !"

દત્તુવાળંદ તુરત જ એટલા ઉપર " શ્રીદત્ત દિગમ્બર " એમ બોલી લાંબો થઇ સૂતો અને પેટ પર વાટકી મૂકી ' શ્રીદત્ત દિગમ્બર શ્રી માણિક પ્રભુ " એમ બોલી આંખો મીંચી સ્વસ્થ પડયો રહ્યો. થોડી વારમાં જ વાટકીમાંનું પાણી ઉકળવા માંડયું. સૌ આ દેખાવ જોઇ આશ્ચર્યચકિત થયા. શાસ્ત્રી બાવા તો વિચારમાં જ પડી ગયા. તેઓ કશું બોલી જ શકયા નહિ. તે દત્તુને પગે પડયા અને બોલ્યા, " દત્તુ, હવે તો તુંજ મને તારા માણિક પ્રભુનાં દર્શન કરાવ. "

શાસ્ત્રી બાવાએ માણિક પ્રભુનાં દર્શન કર્યાં. તે દિવસથી શાસ્ત્રીજી માણિક પ્રભુના પરમભક્ત બની રહ્યા.

શ્રી માણિક પ્રભુની કીર્તિ આખા ભારતવર્ષમાં પ્રસરી. શ્રૃંગેરી મઠના શ્રીશંકરાચાર્ય પણ એક વાર એમની પાસે આવ્યા હતા. માણિક પ્રભુએ શ્રીશંકરાચાર્યની ઉત્તમ પ્રકારે આગતાસ્વાગતા કરી હતી. ઉભયનો સમાગમ અતિ આલ્હાદજનક અને ભક્તપ્રિય થયો હતો. શ્રીશંકરાચાર્યે માણિક પ્રભુની સ્તુતિ કરી હતી, અને એમને એમનું અવતારકૃત્ય ચાલુ રાખવા ખાસ આગ્રહથી કહ્યું હતું.

માણિક પ્રભુના દરબારમાં હંમેશ હજારો રૂપીઆ આવતા અને તેથી ય વધારે રૂપીયા હંમેશ ખરચાતા. માણિક પ્રભુનો એક એવો નિયમ હતો કે કોઈ પણ ગરીબ, ભિખારી, ફકીર, સાધુસન્ત કે હરકોઇ માગનારને તેની

માગણી પ્રમાણે આપવું. તેઓ માગનારને કદી નિરાશ કરી પાછો વાળતા નહિ. એમનું દિલ બહુ ઉદાર હતું.

તેમના શિષ્યોમાં હિન્દુ અને મુસલમાન બંને હતા. હિન્દુઓ એમને શ્રી દત્તનો અવતાર માનતા અને મુસલમાનો તેમને એક મોટો પીર ગણતા. માણિક પ્રભુને મન બંને જાતિના શિષ્યો સરખા જ હતા.

હિન્દુ તથા મુસલમાનો, બંને જ્ઞાતિના શિષ્યોના આનંદ ઉત્સવ માટે પ્રતિવર્ષ ચાર મેળા ભરાતા. દત્તજયંતિ અને સંક્રાંતિને દિવસે હિન્દુ મેળાઓ થતા અને અગીયારમી અને મહોરમના દિવસે મુસલમાનોના મેળા ભરાતા. મેળામાં લાખો માણુસોની મેદની ભરાતી.

અવસાન પહેલાં માણિક પ્રભુએ, પોતાના કેટલાક ખાસ શિષ્યોને બોલાવ્યા અને રામચંદ્ર બોવા આદિ મુખ્ય શિષ્યોને પોતાની સમાધિ લેવાની ઈચ્છા જણાવી. શિષ્યોના હૃદયો આ વાતથી ચીરાઇ ગયાં, તેમને અત્યંત દુઃખ થયું; પરંતુ માણિક પ્રભુએ તેમને સાન્ત્વન આપ્યું અને દેહનો નાશ થવાનો સ્વભાવ તેમને સમજાવ્યો.

પ્રભુએ એવી આજ્ઞા કરી હતી કે પ્રથમ સમાધિ લેવાની વાત ગુપ્ત રાખવી, અને સમાધિ લેવાયા પછી ચોથે દિવસે એ વાત પ્રકાશમાં મૂકવી. સમાધિ પછી બીજે દિવસે "શ્રી દત્તજયંતિ" શ્રીરામચંદ્ર બોવાએ પૂર ઉત્સાહથી ઉજવવી અને એ ઉત્સવ ઉમંગથી સંપૂર્ણ કરવો. એ ઉત્સવાન્તે સમાધિની સૌને ખબર આપવી.

ઉક્ત આજ્ઞાનો હેતુ એ હતો કે પ્રભુના હિન્દુ મુસલમાન બન્ને શિષ્યો હતા, તેથી સમાધિ સમયે તેમના વચ્ચે પ્રભુના દેહની ક્રિયાનો પ્રશ્ન ઉઠે નહિ અને કલહ થવા ન પામે.

અવસાનને દિવસે ખાનગી મંડળીએ પ્રભુની આરતી પૂજન કર્યાં, તેમનાં ચરણુમાં મસ્તક મૂકયાં અને તેમની કૃપા યાચી. પ્રભુએ સર્વને આશીર્વાદ આપી સર્વના હૃદયમાં શાંતિ રેડી.

પ્રભુ સમય થતાં ગુપ્ત સ્થળે ચણી રાખવામાં આવેલ સમાધિમાં બેઠા અને અનન્ત કાળ સુધીની સમાધિ લગાવી. ભક્તજનોએ તૂટતે હૃદયે સમાધિનું દ્વાર બંધ કર્યું.

બીજે દિવસે આજ્ઞાનુસાર શ્રી દત્તજયંતિનો ઉત્સવ શરૂ થયો. ઉત્સવમાં પ્રભુએ દર્શન આપ્યાં ન હતાં તેથી સૌ સચિન્ત અને મ્લાન વદન હતું. કર્ણોપકર્ણ વાત ચાલી રહી હતી કે પ્રભુએ સમાધિ લીધી છે પરંતુ પ્રભુના મુખ્ય શિષ્યો અને ભક્તોનો ઉત્સાહ જોઇ તેમના મનમાં કંઇક ધીરજ આવી. સૌએ જયંતિ અપૂર્વ ઉત્સાહે, અને ઉત્સાહે ઉજવી. જયન્તિનો દિવસ પુરો થયો અને પ્રભુની નરમ પ્રકૃતિની વાત શિષ્યમંડળીમાં શરૂ થઈ. પ્રભુની નરમ પ્રકૃતિના સમાચાર જાણી અનેક ભક્તો, હિન્દુ અને મુસલમાન, આરબ અને રોહીલાઓ, પ્રભુની કુટી પાસે એકઠા મળ્યા. કુટીના બારણા અતિ આગ્રહથી પ્રભુદર્શન માટે ખોલાવી. તેઓ અંદર ગયા. તેઓને પ્રભુના દર્શન ન થયાં

પણ પ્રભુની સમાધિ તેમના જોવામાં આવી. જયંતિને દિવસે ઉડેલી વાત સાચી ઠરી. અનેક ભકતજનોનાં હૃદય વીંધાઈ જઇ, ભગ્ન થયાં. પ્રભુનાં દર્શનના અભિલાષી ભક્તોમાં કોઇ માથાં પછાડવા લાગ્યા, તો કોઇ છાટી ફૂટી રોકકળવા લાગ્યા. સર્વંત્ર શોક અને દુઃખ છવાઈ રહ્યું. આરબ અને રોહીલાઓ છેક ગાંડા જ બની ગયા. તેઓએ મુખ્ય ભક્તોને કહ્યું, "પ્રભુને કયાં છુપાવ્યા છે ? અમને પ્રભુ બતાવો, નહીંતર અમે અહીં જ મરીશું." 'પ્રભુ પુનઃ દર્શન નહિ આપે અને એમણે ચાર દિવસ પહેલાં સમાધિ લઈ આ દુનિયાનો ત્યાગ કર્યો.' એવા શબ્દ સાંભળતાં જ કેટલાક આરબ અને રોહીલાઓ 'હવે પ્રભુ વિના જીવવું નકામું છે' એમ બોલી "યા અલ્લા, યા ખુદા, યા માણિકના અવાજ સાથે છરા જમૈયા પેટમાં હુલાવી દઇ, પ્રાણ કાઢવા અને પ્રભુની સમાધિને લોહીની ધારાથી ન્હવરાવી પ્રભુની પાછળ પાછળ તેઓ પણ પરમધામમાં જઈ પહોંચ્યા. આખું માણિક નગર કકળી ઉઠયું, કયાંઈ પણ શાન્તિ કે ઉત્સાહ ન રહ્યાં. માણિક પ્રભુ વિનાનું માણિક નગર સૌને સ્મશાન જેવું લાગ્યું.



# વાંચવા લાયક પુસ્તકો

| | | કિંમત. | પોસ્ટેજ. |
|---|---|---|---|
| ૧ | મરણિયું આયરલાંડ | ૦—૧૨—૦ | ૦—૨—૦ |
| ૨ | ડોશીમાની વાતો (સચિત્ર) | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૩ | કુરબાનીની કથાઓ | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૪ | એશિયાનું કલંક (સચિત્ર) | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૫ | પ્રભુનો અવતાર | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૬ | કાઠિયાવાડનો રાજદ્વારી ઇતિહાસ | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૭ | મહાત્માજીનો મુકદ્દમો | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૮ | મહાત્માજીના પત્રો | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૯ | નામદાર વાઇસરોયની મુંઝવણ | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૧૦ | પ્રભુ–સત્ય–દેશને ખાતર | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૧૧ | સૌરાષ્ટ્રના શુભચિંતકો ( કેલેન્ડર ) | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૨ | સૌરાષ્ટ્રનો શિરતાજ ( કેલેન્ડર ) | ૦—૬—૦ | ૦—૧—૦ |

૧૩ ગાંધી ગર્જના
૧૪ વીરહાક
૧૫ સત્યાગ્રહીની ધૂન
૧૬ સત્યાગ્રહી બ્હેનોની ધૂન
૧૭ તૈયાર હિંદુસ્થાન
૧૮ ગાંધીજીનો ગરબો
૧૯ ભારત માતાનો ગરબો
૨૦ પૂજ્ય માતુશ્રીની આશા
૨૧ અર્ધાંગનાની અરજ

(૧૩ થી ૨૧ માટે:) એક સો (૧૦૦) ના રૂ. ૧—૦—૦ પોસ્ટેજ ૦—૩—૦

આખો સટ મંગાવનારને પોસ્ટેજ માફ.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર.

રાણપુર. બી. એસ. રેલ્વે. કાઠિયાવાડ.

ખાદી

પહેરો